મૂળ અક્ષરસ્વરૂપ સદ્ગુરૂ

# ગોપાળાનંદ સ્વામીની વાતો.

( ખુલાસાઓ અને ટિપ્પણ સાથે )



મા૦ દ૦ કોઠારી.

મૂલ્ય રૂ. ૦—૧૨—૦

# सद्० श्री गोपालानंद स्वामीनी वातो.

( પુષ્કળ ટીપ્પણ અને ખુલાસા સાથે )




સંપાદક અને પ્રકાશક

**માધવલાલ દલસુખરામ કોઠારી**

રાયપુર, વડની પોળ, **અમદાવાદ.**


---


આવૃત્તિ ૧ લી — પ્રત ૫૦૦

વિક્રમ સંવત ૧૯૭૯ — ઇ. સન ૧૯૨૩


---

**મૂલ્ય ૦—૧૨—૦**


ધી મોડર્ન પ્રીન્ટીંગ પ્રેસમાં મહેતા શાન્તિપ્રસાદ પ્રભાશંકરે છાપ્યું

પાંચકુવા—**અમદાવાદ.**

## નીચેના પુસ્તકો અમારા તરફથી બહાર પડયાં છે.

શ્રીજીની પ્રસાદીના પત્રો .... .... કી. રૂ. ૧—૮-૦

અવિનાશાનંદ કાવ્ય .... .... કી. રૂ. ૧—૪-૦

સત્સંગ શિરોમણી.... .... .... કી. રૂ. ૦-૧૦-૦

( સદ્. મુક્તાનંદ સ્વામીકૃત )

સદ્૦ ગોપાલાનંદ સ્વામીની વાતો .... કી. રૂ. ૦-૧૨-૦

( ખુલાસા ટપ્પણ તથા રા. લાલશંકર
મથુરભાઈએ લખેલા જીવન ચરિત્ર સાથે )
ભગવદ્ ધામ માર્ગ દર્શન

( બ્રહ્માંડ સાથે અક્ષરનું વર્ણન ).... કી. રૂ. ૦-૧૨-૦

[illegible]મિનારાયણ માસિક.... .... કી. રૂ. ૩—૩-૦

( ભેટના પુસ્તક સાથે ) લવાજમ

માધવલાલ દલસુખરામ કોઠારી

રાયપુર, વડની પોળ,

**અમદાવાદ.**

# શ્રી સદ્ગુરૂ ગોપાલાનંદ સ્વામીનું જીવનવૃતાન્ત.

આ પુણ્યશ્લોક મહાનુભાવનો પુનિત જન્મ ઇડર ગઢથી પૂર્વમાં પંદર કોશ દૂર આવેલા ટોડલા નામક ગ્રામમાં વિક્રમ સંવત્ ૧૮૩૭ના માઘ શુક્લ અષ્ટમીને દિને થયો હતો. તેમના પિતાનું નામ મોતીરામ શર્મા અને માતાનું નામ કુશલા દેવી હતું. તેઓ જ્ઞાતે માધ્યન્દિન શાખાધ્યાયી ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ હતા તેઓનું પૂર્વાશ્રમનું નામ કુશળ ભટ્ટ હતું. આઠમે વર્ષે પિતાથી યજ્ઞોપવીત પામી કુશળ ભટ્ટ પોતાના નિવાસ ગ્રામથી પંદરેક ગાઉ દૂર આવેલા નભોઇ ગ્રામમાં વિદ્યાભ્યાસ કરવા ગયા, ત્યા અલ્પ સમયમાંજ વ્યાકરણ, ન્યાય, મીમાંસા, જ્યોતિષાદિ અંગોએ સહિત વેદ તથા શાસ્ત્રોમાં અપ્રતિમ નિપુણતા સંપાદન કરી. આ સમયે કુશળ ભટ્ટને એક સર્વેશ્વરાનંદ નામે પરમ ભાગવત પરમહંસનો મેળાપ થયો. તેમના યોગથી કુશળ ભટ્ટને અવતારી પ્રત્યક્ષ નારાયણ શ્રી સ્વામિનારાયણનું સ્વરૂપ ઓળખાયું. પરમહંસ સર્વેશ્વરાનંદજીની સાથે તેઓ ડભાણ ગયા. ત્યાં શ્રી સ્વામિનારાયણનાં દર્શન કરી ભાગવતી દીક્ષા ગ્રહણ કરી પોતાના નિવાસ ગ્રામમાં આવ્યા.

કુશળભટ્ટે પોતાના ગામમાં એક પાઠશાળા સ્થાપી. વેદાધ્યયનની સાથે ભાગવત ધર્મના ઉત્તમ સિદ્ધાન્તોનું વિદ્યાર્થીઓને જ્ઞાન આપવા લાગ્યા. પોતે પૂર્વજન્મથીજ સિદ્ધયોગી હતા, એટલુંજ નાહ પણ ઉત્તમ કોટીના જ્ઞાની ભક્ત હતા. ભગવાન્ શ્રી સ્વામિનારાયણનાં દર્શન કર્યાં પછી પૂર્વસિદ્ધ જ્ઞાન અને યોગૈશ્વર્ય ક્રમશઃ વિકાસ પામવા લાગ્યાં. તેમણે કેટલાક વિદ્યાર્થીઓને રાજયોગની સ્વતંત્ર સમાધિમાં પ્રવીણ કર્યા હતા. એક સમયે પોતાના દેશમાં અનાવૃષ્ટિથી પીડિત લોકો ઉપર અત્યંત કરૂણા ઉપજવાથી તેમણે પોતાના યોગૈશ્વર્યના પ્રભાવે ત્રણ દિવસ પર્યંત વૃષ્ટિ કરી હતી. આથી તેઓ ઇડરની આસપાસના પ્રદેશોમાં સિદ્ધ તરીકે પ્રસિદ્ધ પામ્યા. નિષ્કામ કર્મયોગનું અવલંબન કરી કુશળ ભટ્ટે ગૃહસ્થધર્મ સ્વીકાર્યો હતો તોપણ શ્રીમાન્ સ્વામિનારાયણની સાથે મળી ભાગવત ધર્મ પ્રચાર કરવાના મહત્કાર્ય માટે તેઓનું જીવન નિયત થયેલું હતું, તેથી ક્રમે ક્રમે તેઓ પાઠશાળા સંબંધી વ્યાવહારિક ફરજોના ભોગે પોતાના ગુરૂદેવની આજ્ઞાનુસાર વટપત્તન આદિ શહેરોમાં ફરી ભાગવત ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા તેમનું અંતઃકરણ ઉત્કૃષ્ટ ભક્તિયોગથી પૂર્ણ હતું. ઉપદેશ આપવાની તેમની શૈલી પણ એવી સચોટ અને હૃદયસ્પર્શી હતી કે તેમના સંસર્ગમાં આવેલો

ગમે તેવો જડ અથવા તો વિદ્વાન અલ્પ સમયમાંજ અહંમમત્વ રૂપ માયાથી રહિત થઇ મુકત દશાને પામી જતો. અમુક સમય આ પ્રમાણે કુશળભટ્ટે ઉપદેશ આપવાનું કાર્ય કર્યું. પરંતુ કેટલાંક વ્યાવહારિક વ્યવધાનો આ કાર્યમાં આડરૂપ લાગવાથી પોતાના પિતાશ્રીની આજ્ઞા લઇ ગુરૂદેવ પાસે જઇ પરમહંસ દીક્ષા ગ્રહણ કરી, પરમહંસ અવસ્થામાં તેમનું નામ ગોપાલાનંદ મુન રાખવામાં આવ્યું હતું.

સ્વામીશ્રીએ કયી સાલમાં પરમહંસ દીક્ષા ગ્રહણ કરી તેની ચોકસ માહિતી મળી આવતી નથી. પણ સંવત ૧૮૭૬થી આરંભી પ્રસંગોપાત્ત તેઓ શ્રીમાન્ સ્વામિનારાયણની સાથે પરમહંસ અવસ્થામાં નજરે પડે છે. સંવત્ ૧૮૮૬ પર્યંત તેઓએ ગુરૂદેવની સાથે ફરી અથવા તો પોતાના શિષ્ય મંડળ સાથે વડોદરાદિક શહેરોમાં ફરીને ભાગવત ધર્મનો પ્રચાર કર્યો. તેમનુ અનુપમ વિદ્યાકૌશલ્ય, તથા શમ, દમ, શીલ, સંતોષ ધૈર્યાદિક તેમના સદ્‌ગુણો જોઇ શ્રીમાન્ સ્વામીનારાયણ પોતાના અંતર્ધાન સમયે એટલે સંવત્ ૧૮૮૬માં સંપ્રદાયનાં સર્વ ત્યાગી મંડળોનું ગુરૂપણું તેમના વિષે સ્થાપન કર્યું હતું. આ સંબંધમાં સત્સંગિ જીવન ગ્રંથના પાંચમા પ્રકરણના પંચાવનમા અધ્યાયમા નીચે પ્રમાણે શ્લોક મળી આવે છે.

स्व स्वधर्मे वर्तयितु साधून् पद्मांश्च वर्णिनः ।
स गोपालानंदमुनि समायाब्रवीद्वचः ॥
स्व स्वधर्मे वर्त्तनीयास्त्वयैते सकलाऽपि ।
अस्याज्ञायां वार्तितव्यं भवद्भिर्मामकैर्मुनेः ॥
वर्त्तिष्यतेऽन्यथा योऽसौ न मदीय इति ध्रुवम् ।
एवमुक्ता भगवता—तं नमस्कृत्य तेऽखिलाः ॥
एवमेवाचरिष्यामो नान्यथेत्यब्रुवन्वचः ॥

સર્વે સાધુ બ્રહ્મચારી અને પાર્ષદોને પોતાના સ્વધર્મમાં રખાવવા માટે ગોપાલાનંદ મુનિને બોલાવીને શ્રીહરિએ કહ્યું: "હે મુનિ, તમારે આ સર્વેને ધર્મમાં રખાવવા" એ પ્રમાણે કહી સર્વેને શ્રી હરિએ કહ્યું: "તમારે મારા શિષ્યો એ આ ગોપાળાનંદ મુનિની આજ્ઞામાં વર્તવું, તે પ્રમાણે જેઓ નહિ વર્તે તેઓ મારા નથી." ભગવાનનું વચન સાંભળી સર્વેએ નમસ્કાર કરી કહ્યું: "હે ગુરો, અમો સર્વે તે પ્રમાણે વર્તીશું પણ અન્યથા નહિ વર્તીએ.

આ પ્રમાણે સંપ્રદાયમાં ત્યાગી મંડળોનું ગુરૂપણું પામી સ્વામીએ સંવત્ ૧૯૦૮ પર્યંત મહત્વના અનેક કાર્યો કર્યાં અને સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો રચ્યા.

તેમના રચેલા ગ્રન્થો નિચે પ્રમાણે:—

વિવેકદીપ, વિષ્ણુયાગ પદ્ધતિ, પૂજાવિધિ, ભક્તિસિદ્ધિ, હરિભક્તનામાવલિ, બ્રહ્મસૂત્રદીપ, ઇશાદિ ઉપનિષદ્ ભાષ્ય, શ્રી ભગવદ્ગીતા ભાષ્ય, શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કન્ધની ગૂઢાર્થ બોધિની ટીકા, એકાદશ સ્કંધની કૃષ્ણાભિપ્રાય બોધિની ટીકા, વેદસ્તુતિની શ્રુત્યર્થબોધિની ટીકા તથા અન્વયાર્થ પ્રકાશિકા વ્યાખ્યા. આ સંસ્કૃત ભાષામાં છે. અને વાર્તાવિવેક, અદ્વૈત ખંડન, શિક્ષાપત્રીનું મરાઠી ભાષાન્તર, ભક્તિસિદ્ધિનું ભાષાન્તર, ઉપદેશી વાર્તાઓ તથા સંપ્રદાયનાં પાનાં પ્રાકૃત ભાષામાં છે.

તે ઉપરાન્ત વેદના કેટલ ક ભાગો ઉપર સ્વામીએ વ્યાખ્યાન કર્યું છે, જે પ્રસિદ્ધમાં આવ્યું નથી. સ્વામીશ્રીની લેખનશેલી અત્યંત સરળ, અર્થગ્રાહી, કેટલેક સ્થળે સ્વતંત્ર અને નિશ્ચયાત્મક છે. સ્વામીશ્રીનું યોગશ્ચર્ય અને વચનસિદ્ધિ સંબંધી ઘણી આશ્ચર્યકારક વાર્તાઓ લોકમાં પ્રચલિત છે. તે એટલે સુધી કે તે સમયના વડોદરાના કેટલાક રાજ્યાધિકારીઓ તો સ્વામીશ્રીને ઇશ્વરાવતાર માનતા. ઉદ્ધવસંપ્રદાયમાં પણ તેઓ જ્ઞાન, યોગ અને વચન સિદ્ધિના ઐશ્વર્યમાં શ્રી સ્વામિનારાયણથી બીજી પંક્તિના મનાય છે, તેમનાં કેટલાક ઐશ્વર્યાત્મિક લોકોત્તર ચરિત્રોના ઉલ્લેખ અત્રે અસ્થાને નહિ ગણાય.

સ્વામીશ્રી પૂર્વાશ્રમમાં હતા ત્યારે સ્વયં શ્રીહરિ, પોતાના પ્રત્યે તેમની પૂર્વસિદ્ધ ભક્તિથી આકર્ષાઇ એક સમયે દ્વિજવેષ ધારણ કરી તેમને તેડવા તેમના ગામમાં આવ્યા અને કુશળ ભટ્ટને પૂછ્યું કે, ભટ્ટજી! ભગવાન મનુષ્યાકૃતિ ધારણ કરી હમણાં પૃથ્વી પર વિચરે છે, તેમનાં દર્શન કરવા મારી સાથે જયતલપુર આવશો ?

તત્કાળ કુશળભટ્ટ તે દ્વિજની સાથે જયતલપુર જવા નીકળ્યા. દ્વિજ વેષધારી શ્રીહરિ કુશળભટ્ટને જયતલપુરની ભાગોળ સુધી મૂકી અંતર્ધાન થઇ ગયા. સ્વયં ભગવાનજ દ્વિજરૂપે મને તેડવા આવ્યા હતા જાણી ભટ્ટજી આનંદ પામ્યા. પુરમાં પ્રવેશ કરી નરનાટ્ય શ્રીહરિનાં દર્શન કરી તેઓ પરમ આનંદ પામ્યા. ભટ્ટજીને જોઇ શ્રીહરિ બહુ રાજી થયા અને પાર્શ્વવર્ત્તિ હરિજનોને કહેવા લાગ્યા કે:—" આતો પૂર્વના યોગી છે, અમારા અનાદિ સહચર અને સેવક છે. " તે પછી શ્રીજીએ ભટ્ટજીને આગમનું પ્રયોજન પૂછ્યું. ભટ્ટજીએ કહ્યું:—" હે ભગવાન્ આ લોકમાં આપના દર્શન સિવાય

મારે બીજાની સાથે શું પ્રયોજન ? જેની મારે જરૂર છે, તે આપ પ્રત્યક્ષ અત્રે બિરાજમાન છો અને પરાવિદ્યા અત્રે આપની સેવામાંજ છે.' હું પણ આપની સેવાજ કરીશ." ભટ્ટજીના વચનથી સંતુષ્ટ થઇ શ્રીજીએ તેમને પોતાની સમીપ સેવામાં રાખ્યા.

આ પછી ભટ્ટજી ઘણું કરૂ ઘેર થોડું રહેતા. શ્રીજીની સમીપમાં રહેતા અને શ્રીજી તેમને દેશાન્તર પ્રતિ ઉપદેશ દેવા મોકલતા. એક સમયે શ્રીજીએ તેમને વડોદરા શહેરમાં ઉપદેશ દેવા મોકલ્યા. ત્યાંના સદાશિવ વિપ્રે ભટ્ટજીને વિનતિ કરી કે—"અત્રે નિવાસ કરો ત્યાં પર્યન્ત મ્હારા ગૃહે ભોજન લેવા કૃપા કરો." તદનુસાર કુશળભટ્ટ એક માસ પર્યન્ત ભોજન કરવા પધારતા. ત્યારે તેમની પ્રેમભક્તિથી આકર્ષાઇ શ્રીહરિ પણ અવ્યક્ત રૂપે ભટ્ટજી સાથે ભોજન કરતા. ભટ્ટજી તથા સદાશિવ વિના બીજા કોઇને પણ શ્રીહરિનાં દર્શન થતાં નહિ. પણ સદાશિવે શ્રીજીને અર્થે પિરસેલા થાળમાંથી ભોજ્ય સામગ્રી ઓછી થતી તે તો સર્વ દેખતા. કુશળભટ્ટના ઉત્કટ ભક્તિયોગથી પ્રસન્ન થયેલા શ્રીહરિ તેમને સમીપે નિરંતર રહેતા. પ્રસંગોપાત્ત અને કને પણ તેનો સાક્ષાત્ અનુભવ થતો.

વડોદરા નગરમાં એક સમય સ્વામીશ્રી ઉપદેશ દેવા પધાર્યા હતા, તેવામાં કૃષ્ણજયન્તિનો ઉત્સવ ઉપસ્થિત થયો. તે ઉત્સવ ઉજવવાની હરિજનોએ સ્વામીશ્રીને વિનતિ કરી, વિવિધ પ્રકારના રંગબેરંગી સુગંધિમાન પુષ્પોનો એક રમણીય હિંડોળો તૈયાર કરવામાં આવ્યો. તેમાં વૈદિક વિધિવડે બાળકૃષ્ણની પ્રતિમા પધરાવી સ્વામીશ્રી ધ્યાન કરવા બેઠા અને હરિજને એ ઉત્સવનો આરંભ કર્યો. સ્વામીશ્રીના ધ્યાનયોગના બળથી તે સ્થાન અને અને મનુષ્યોના અંતઃકરણની જાડયતા ટળી ગઇ અને સ્વામીશ્રીના સમીપે નિરંતર વિરાજી રહેલા શ્રીહરિનો સર્વને સાક્ષાત્કાર થયો. બાળકૃષ્ણની પ્રતિમાને સ્થળે સર્વને શ્રીહરિનાં દર્શન થયાં અને પરમાનન્દની પ્રાપ્તિ થઇ. આ પ્રતાપનો હેતુ પણ સ્વામીશ્રીના ભક્તિયોગનોજ અતિરેક છે, એમ સર્વજનોએ માન્યું.

શ્રીજીને એક સમયે ભણનારા સંતો માટે મહાભારતના પુસ્તકની જરૂર પડી. ભારત વર્ષમાં મુદ્રણકળાના અભાવે તે સમયમાં આ પુસ્તક પચીસો રૂપીઆ ખરચતાં મળી શકતું નહોતું એટલુંજ નહિ પણ ગુજરાત કાઠિયાવાડમાં તે ગ્રન્થની ગણીગાંઠીજ પ્રતો મળી શકતી. ગઢપુરના સમીપે આવેલા ભાવનગર શહેરમાં એક બ્રાહ્મણને ત્યાં મહાભારતની એક પ્રત હતી તે લેવા સારુ શ્રીજીએ પોતાના પંડિત અને સાધુઓને બે ત્રણવાર મોકલ્યા પરંતુ તે વિપ્ર સ્વાભિમાનવશે પ્રત્ન આપતો. નવીન સંપ્રદાયનો દ્વેષ હોવાથી

તેણે તે પુસ્તક શ્રીજીના કાઇપણ પંડિત યા સાધુને વેચાતું અથવા બરાબા-વટ ઉછીનું કોઇ રીતે આપ્યું નહિ. છેલ્લા પ્રયત્નમાં શ્રીજીએ ગોપાલાનંદ મુનિને તે પુસ્તક લેવા મોકલ્યા. ગઢપુરથી રાત્રિએ નીકળી સ્વામીશ્રી પ્રાતઃ કાળમાં ભાવનગર પહોંચ્યા અને પોતાનું નિત્ય કર્મ કરી બ્રાહ્મણને ઘેર જઇ પોતે પુસ્તકની યાચના કરી. પુસ્તકના બદલામાં ધન, ક્ષેત્ર સુવર્ણાદિક લઇને તે પુસ્તક આપવા માટે સ્વામીશ્રીએ તે વિપ્રને બહુ સમજાવ્યો. પણ સ્વામીશ્રીના પ્રતાપથી અજાણ્યા તે વિપ્રે સ્વામીની અવગણના કરી, પુસ્તક ન આપતા દેવપૂજા કરવા માંડી, તે અપમાનને ન ગણી સ્વામીશ્રી પણ તે વિપ્ર કોઇ રીતે સમજે તો સમજાવવાના હેતુથી તેનાથી થોડે દૂર શ્રીહરિનું ધ્યાન કરવા બેઠા, આ સમયે બ્રાહ્મણને એક આશ્ચર્ય જણાયું, પોતે જે બાલકૃષ્ણ (લાલજી)ની મૂર્ત્તિ પૂજતો હતો તે તેની સ્હામેથી ફરી સ્વામી-શ્રીની સન્મુખ બેઠી. પ્રથમ તો તેણે પોતાની ભૂલ હશે જાણી મૂર્ત્તિને પોતાની સ્હામે ફેરવી પૂજા કરવા લાગ્યો બીજીવાર પણ મૂર્ત્તિ સ્વામી સન્મુખ ફરી બેઠી. આ સમયે વિપ્ર ગભરાયો પણ મૂર્ત્તિને ઠીક પોતાની સન્મુખ કરી અર્ચન કરવા લાગ્યો. ત્રીજીવાર પણ તેમજ થયું. બ્રાહ્મણની ગભરામણ વધવા માંડી પણ પૂજાનો ક્રમ પૂર્વની પેઠે કાયમ રાખ્યો. પરંતુ જ્યારે મૂર્ત્તિ ફેરવી ફેરવાને શક્યા છતા પણ મૂર્ત્તિનો આગ્રહ તો પોતાના નવીન અતિથિ પ્રત્યેજ કાયમ દેખ્યો ત્યારે તેણે પોતાનું માન મૂક્યું અને સ્વામીશ્રીના ચરણારવિંદમા દંડની પેઠે પડ્યો અને ક્ષમા યાચી. પુસ્તક સાદર ભેટ કર્યું. તે પુસ્તક લઇ સ્વામીશ્રીએ ગુરૂના ચરણારવિંદમાં મૂક્યું અને પોતાના કૃતાર્થ માનવા લાગ્યા.

આને મળતો બીજો પણ એક પ્રસંગ સ્વામીશ્રીના પૂર્વાશ્રમ સાથે સંબંધ ધરાવે છે, સ્વામીશ્રી ઘેર હતા તેવામાં મલીન મંત્રોથી લોકોને ઠગ-નાર એક વેરાગી સ્વામીશ્રીના ગામમા આવ્યો હતો. આ વેરાગી પોતાની પાસે એક શાલીગ્રામ રાખતો અને જ્યારે લોકને નોતરે જતો ત્યારે જમ્યા પછી જમાડનારને ત્યા શાલીગ્રામ રાખી પોતાના ઉતારે આવતો. પરંતુ અર્ધ રાત્રી પછી શાલીગ્રામ તેના મંત્ર બળથી ખેંચાઇ તેની પાસે આવી જતા આથી લોકો બહુ આશ્ચર્ય પામી તે વેરાગીને પ્રભાવશાળી માનતા અને તેથી તે મહા પાખંડી, દંભી અને અભિમાની થઇ ગયો હતો. તેના ગર્વ તોડવા સ્વામીશ્રીએ તેને પોતાને ત્યાં જમવા તેડ્યો. જમ્યા પછી તે વેરાગી શાલીગ્રામને સ્વામીને ત્યાં રાખી પોતાના ઉતારે આવ્યો. રાત્રીએ શાલીગ્રા-મને પોતાને ઉતારે બોલાવવા મંત્રબળનો ઘણોય પ્રયોગ કર્યો પણ સ્વામીના દિવ્ય પ્રભાવ આગળ તેના મંત્રનું બળ કંઇ ચાલ્યું નહિ કોઇપણ રીતે

શાલીગ્રામને તે પોતાને ઉતારે બોલાવી ન શકયા ત્યારે હતાશ થઇ માન-ખંડનના ભયે પાછલી રાત્રીએ ત્યાંથી પલાયન કરી ગયો.

વળી સુરતના કોઇ એક પારસી ગૃહસ્થનો એક પુત્ર જન્મથી મૂંગો હતો અનેક વૈદક ઉપચારો અને દેવ દેવીઓની માનતા કર્યા છતાં પણ તેને વાચા ન ઉઘડી. કર્ણોપકર્ણ ન્યાયે પારસી ગૃહસ્થે સ્વામીનો પ્રભાવ સાંભળ્યો. એક સ્હવારે તે પોતાના મૂકપુત્રને લઇ સ્વામીની પાસે ગયો અને પગમાં પડી પોતાનું દુઃખ નિવેદન કર્યું. આ સમયે સ્વામીશ્રી પોતાનું નિત્યકર્મ આટોપી દેવ પૂજા કરી રહ્યા હતા. તે પારસીનું દુઃખ કરૂણાર્દ્ર થઇ દેવને નૈવેધમાં ધરાવેલા એક કદળી ફળમાંથી અર્ધભાગ તે પારસીના પુત્રને આપ્યો. પારસીબાળ અર્ધફળ ખાઇ અતિ આનંદ પામી બોલી ઉઠયો કે: અહો ! આ કેવું કેવું મધુર છે ! તે બાળકનું મૂગાપણું હમેશને માટે નાશ પામ્યું.

આ પ્રમાણે અનેક અદ્‌ભુત પવિત્ર ચરિત્રો, અનેક લોકોત્તર સદ્‌ગુણ અને સ્વરૂપ વડે ગુર્જર અને કંક દેશની ભૂમિને પવિત્ર કરતા થકા સ્વામીશ્રી ૭૧ વર્ષ પર્યંત આ પૃથ્વી પર વિચર્યા. સંવત્ ૧૯૦૮ ના ચૈત્ર શુક્લ નવમીએ પોતાના ઇષ્ટ ગુરૂદેવની જયન્તિ વૃત્તાલય મુકામે ઉજવી ઉમરેઠ ગ્રામના પંડિતોના આગ્રહથી સ્વામી ઉમરેઠ પધાર્યા. ત્યાં પંદરેક દિવસ નિવાસ કરી પોતાના લોકોત્તર ઉપદેશ વડે સર્વેને પરમ નિવૃત્તિ પમાડયા. વૈશાખ શુક્લ ૧ ને દિન સ્વામીશ્રીના શરીરમાં જ્વર જણાયો પરમહંસ મંડળથી વિંટાઇ પોતે બીજે દિવસે પરમપુનિત વૃત્તાલય તીર્થમાં પધાર્યા. વૈશાખ શુક્લ પંચમીને દિને પોતાના યોગૈશ્વર્ય વડે ભૌતિક દેહનો પરિત્યાગ કરી પરમાત્મા શ્રીહરિની સાથે બ્રહ્મધામમાં પધાર્યા.

સ્વામીશ્રી શરીરે ગૌર, કૃશ અને ઉન્નત હતા. નેત્રોમા યોગ અને જ્ઞાનનું તેજ સ્પષ્ટ જણતું હતું. તેમના ઉપદેશથી સહસ્ત્રાવધિ મનુષ્યો મુક્તભાવ પામ્યા હતા, તેઓમાંના અમદાવાદના સદ્‌ગુરૂ નિર્ગુણદાસજી સ્વામી, માંડવીના લક્ષ્મીરામભાઇ, માણસાના નરસિંહભાઇ વિગેરે તો સત્સંગમાં સુપ્રસિદ્ધ છે. સંપ્રદાયના ગ્રન્થોમાંથી સ્વામીશ્રીના જીવન પરત્વે ઉપલબ્ધ થતી વિગતનો યત્કિંચિત્ ઉલ્લેખ અત્રે કરવામાં આવ્યો છે. આશા છે, કે સંત હરિજનો પોતાને પ્રિય ગોપાલાનંદ સ્વામીનાં જીવન સ્મરણો વાંચી પ્રસન્ન થશે. **महाजनो येन गतः स पन्थः** એ ન્યાયે તેમના પગલે ચાલી પોતાના આત્માનું શ્રેય સાધશે તો આ લેખ અને તેમના જીવનનું સાર્થક થયું ગણાશે.

**કલકત્તા** ) **લી૦ સેવક,**
) **લાલશંકર મથુરભાઇ યાજ્ઞિક.**

# सद्० श्री गोपाळानंद स्वामिनी वातो.

( ખુલાસા અને ટીપ્પણ સાથે )



શ્રી હરિજિના મહિમાનિ વાત કરિ જે જેમ સોનાના મોર મુકિ હોય ને તેને બે પડખે બે કાંકરા મુકયા હોય તે એક ધોળો ને એક કાળો હોય તે સોનામોરને મેલીને એ કાંકરાને વિષે મંન લોભાઈ નહિ[1] તેમ શ્રી હરિજિનો મહિમાં સત્પુરૂષને સંગે કરિને યથાર્થ સમજાણો હોય તથા આત્મા રૂપે વર્ત્તતો હોય તે માઇક ભાવને વિષે સુખ બુદ્ધિયે કરિને બંધાય નહિં ને નાશવંત ને દુઃખરૂપ જણાયાં કરે. ૧ અને એમ વાર્તા કરિ જે લોભ કામ રસાસ્વાદ એ આદિક જે પોતામાં સ્વભાવ હોય તેને ઓલખિને મુકિ દે તો જ ટલે[2] ને વાર્તાયે કરિને પ્રકૃતિ ફરે છે તો ખરિ પણ સ્વભાવ પ્રમાણે ફરે છે. જેમ પાંણિ પિવરાંવિયે તે જેવું બિજ હોય તેવો તેમાં ગુણ આવે છે.[3] ૨ અને જેને પુરૂષોત્તમ ભગવાન મળ્યા હોય ને તેને કાંઇક કસર ટાળવાને અર્થે જન્મ ધરવો પડે તો પણ એના જિવમાંથી તે જ્ઞાન જાય નહિં[4]

---

૧ ધોળો કાંકરો એટલે આત્મસ્વરૂપ અને કાળો કાંકરો એટલે પ્રકૃતિનુ કાર્ય જે બ્રહ્માંડ. બ્રહ્માનંદ સ્વામિએ પણ કહેલું છે કે "અમને ન ગોઠે પિયર સાસરો." તેમાં સાસરો એટલે આત્મસ્વરૂપ અને પિયર એટલે પ્રકૃતિનુ કાર્ય. સદ્૦ ગુણાતીતાનંદ સ્વામિને અક્ષરસ્વરૂપ માનનારા હરિજનો ધોળા કાંકરાને શ્રી કૃષ્ણ અને કાળા કાંકરાને રામચંદ્રજી હોવાનું જણાવે છે તે બરાબર બેસતું નથી. ૨ અધર્મના સર્ગને ઓળખ્યો હોય તો ન લોભાય. ૩ આનો અર્થ એવો છે કે આસુરી જીવને જ્ઞાનરૂપિ પાણી આપે તોપણ રાહુ અને કેતુને અપાયેલા અમૃતની પેઠે દુનિયાને દુઃખ-કારક થાય છે. ૪ પ્રકૃતિના કાર્યમાં લોચો રહેવાથી જ કસર રહે છે પણ જીવમાં જ્ઞાન રહે છે. જેમકે પેથાપુરના વરહા ખેર હતા તેમને એવો સંકલ્પ થયો કે મારે છોકરૂં નથી એટલું જ નહિ પણ મારી છોડીને પણ છોકરો નથી. આવી વાસનાને લીધે મહારાજ તેડવા આવ્યા છતાં પણ પોતાની છોડીને પેટે અવતાર ધરવો પડયો. મહાનુભવાનંદ સ્વામી પેથાપુર

ને કોઇક ઉપરથિ ત્યાગિ જેવો જણાય પણ માંહિ અન્ન ન હોય ને કોઈક ઉપરથિ તો ન જણાય પણ માંહિ બનિયો બહુ હોય તે જેમ જેમ સત્સંગ કરતો જાય તેમ તેમ વધ્તો જાય.[५] ૩ અને જ્યાં સુધી પંચ વિષયમાં પ્રીતિ છે ત્યાં સુધી રૂપૈયા પૈસા તથા સેવક આદિકમાંથી પ્રીતિ નિસરે નહિ.[६] ૪ અને સ્ત્રી થકી કાલિ નાગણિની[७] પેઠે બિવું ને મિષ્ટ ભોજન થકી દેહાભિમાની જનના સંગનિ પેઠે બિવું[८] ને જનસંસદિનિ સભાના ડોળમાં ભળવું નહિ[९] ને પ્રીતિએ રહિત રહેવું તથા પુરંજનિ[१०] બુદ્ધિનો ફેલાવ ન કરવો ને વિસ્તાર સંકેલવો. ૫ અને જે પંચ વિષય છે તે જિવને મુક્ત થવા દેતા નથી ને બદ્ધ ને બદ્ધ રાખે છે. માટે જિત્યા

---

માં ગયા ત્યારે તે છોકરાને વર્તમાન આપવા સારૂ સ્વામી પાસે લાવ્યા તે જોઇ સ્વામી કહેઃ "બેટી રો બાપ! આ તો વરહો ખેર છે! વરહા ખેર! એ તેરેકુ કયા હો ગયા ?" પછી વર્તમાન આપીને પાછા મોકલ્યા પણ ધાવ્યા નહીં. આમ વાસના રહે છે પણ જ્ઞાન જતું નથી. ભરતજી અને વૃત્રાસુરનાં આખ્યાનો પ્રસિદ્ધ છે. હરજી ઠક્કરની ડોસીને શાકોત્સવ જોઇ મહારાજને વંત.ક જમાડવાની વાસના રહેવાથી જન્મ લેવો પડેલો તે પણ પ્રસિદ્ધ છે. ૫ ઇંદ્રિયોમાં જ જ્ઞાન હોય તે વધે નહિ કારણકે પ્રકૃતિનાં કાર્યો સાથે ઇંદ્રિયો, અંતઃકરણ અને અનુભવથી સંબંધ રહે છે માટે તે વધતો નથી. ૬ વિષય ભોગવવાની ઇચ્છા હોય તથા તેમાં સારપ્ય લાગતી હોય ત્યાં સુધી કનક અને કાન્તામાંથી મન ઉખડે નહીં ૭ નાગણ જેમ ડંશ કરીને દેહનો નાશ કરે અને તેને મંત્રાદિક ઉપચાર લાગુ થાય નહિ તેમ સ્ત્રીનો ડંશ એટલે મૈથુન ગ્રંથિનો ડંશ એવો છે કે જે કશાથી છુટે નહિ કારણકે તેનો સંબંધ બધી યોનિમાં રહેલો છે. કીડીસખી નામના સાધુને શ્રીજી મહારાજમાં ભક્તિ હોવા છતાં પણ મૈથુનની વાસનાને લીધે એક સ્ત્રીને લઇને સંસાર માંડવો પડયો હતો. ૮ રસાસ્વાદથી બ્હીવું. ગોપાળ જોગી ધ્યાનમાં વધારે રહેતા તેમને માટે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું કે તેમને રસાસ્વાદ કરાવો એટલે ધ્યાન ઓછું કરશે પાછળથી તે જોગી ધ્યાનદાસ થયા. એકલશ્રૃંગીને રસાસ્વાદ નડયો એ તો જાણીતું છે. ૯ જન સમુદાયના ભેગુ ન ભળવું. ભળે તો સંગદોષ લાગે, સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મો આ જીવને અગણિત વળગેલાં છે. તેમાંથી જેવો સંગ થાય તે આગળ આવે છે (જુઓ પ્ર. પ્ર. વ. ૧૮ મું) ૧૦ નટની પેઠે રહેવું અને પુરંજનિ એટલે વાસનામય બુદ્ધિ ન કરવી, ભાર ઉતા-

વિના મુક્ત થવાય[11] નહિ. ૬ અને આત્મજ્ઞાન ને વૈરાગ્યાદિક સર્વે સાધન છે તે મહાત્મે સહિત જે ભક્તિ તેને અરથે છે ને ત્યાગ [12] તો તેનું નામ જે ઇંદ્રિ લોકને પામિને પણ બંધાય નહિ ને પાછો નિસરિ આવે તેને કૈયે અને શુભ કર્મને અરથે યત્ન કરે પણુ ન બનિ આવે તો હર્ષ શોક ન કરે. ૭ અને જે પૂર્ણ પુરૂષોત્તમનો અવતાર જિવના કલ્યાણને અર્થે દયાયે કરીને થાય છે તેમનું સામર્થ્યં ને વાર્તા તથા ભક્ત ઇત્યાદિક જે સર્વે તે સર્વ આવિર્ભાવ[13] થકી વિલક્ષણ હોય છે તે ઉત્તમ મુમુક્ષુના જાંણવામાં આવે છે ૮. અને શ્રી હરિજિનો મહિમા એમ સમજવો કે જેનિ બિકે કરીને સુર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, ઇંદ્ર, સમુદ્ર ને કાળાદિક સરવે થરથર કંપ્યા કરે છે એવા શ્રી હરિજિના સંત છે એવો મહિમા અંતઃકરણમાં સદાય વરત્યા કરે તો માંન ન આવે ને લોભ કામાદિકના સ્વાર્થને અર્થે પણ સર્વ મનુષ્ય માંન મુકિ દે છે તો કલ્યાણને અર્થે માંન મુકિ દે એમાં શું[14] કહેવું? વળી જડભરતને જ્ઞાન રિયું ને જય વિજયને કેમ ન રિયું એ પ્રશ્ન તેનો ઉત્તર જે જયવિજયનિ મતિ શાપિત હતિ ને જડભરતનિ નોતિ માટે તેને જ્ઞાન જન્માંતરને વિષે પણ[15] રિયું. ૯

---

રવા માટે જુઓ નામામેળનું વચનામૃત. ૧૧ સરખાવો **बद्धो हि को यो विषयानुरागी । को वा विमुक्तो विषये विरक्तः** મણિરત્નમાળા. ૧૨ શુભ કર્મની વાસના પણ ન રાખવી જુઓ હરજી ઠક્કરની ડોસી જામખાનું દ્રષ્ટાંત ઉપર કહેલું છે તે. ૧૩ બીજા જે અવતારો થાય છે ને ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનાં વિઘ્નોને નિવારવા માટે થાય છે અને તે પણ મહાપુરૂષના થાય છે પણ પુરૂષોત્તમનો આવિર્ભાવ–અવતાર તો જીવોના માત્ર કલ્યાણના અર્થે જ થાય છે. ઘણા જન્મના શુભ સંસ્કારવાળો અને નિષ્કામ ભક્ત હોય તે જ પુરૂષોત્તમનો મહિમા સમજે છે. અને અવતારથી આ અવતારીનાં સામર્થ્યાદિ જુદાં હોય છે. ૧૪ અવતાર અવતારીનો મહિમા સમજે તો માન ન આવે અને જાણપણામાં એટલે કે આપણે કયા આશ્રમમાં છીએ તે વિચારે તો માન ન આવે. જુઓ ગુણાતીતાનંદ સ્વામીનું દ્રષ્ટાંત. બીજા પંચ વિષયના સ્વાર્થને લીધે માન મુકવું પડે છે તો પછી કલ્યાણને અર્થે માન મુકવામા શો વાંધો ? ૧૫ જયવિજય પૂર્વે ક્ષત્રિ હતા. શિકાર માટે વનમાં ગયેલા. આવતાં એક જળાશય આગળ આરામ લીધો. ત્યાં કોઇ ભગવદ્ ભક્તના પક્ષે કરીને મૃત્યુ થયું. તેથી વૈકુંઠને પામ્યા પણ વાસના રહી ગઇ. લક્ષ્મીજી વૈકુંઠના એક મહેલમાંથી બીજા

અને વિષયને અસત્ય જાણીયે છીયે ને તેનું તુછપણું કેમ થાતું નથી તેનું તો એમ છે જે સાંભળિને ભુલિ જાય છે ને સાંભળિને કહિ દેખાડે છે પણ શ્રવણ મનન નિદિધ્યાસ કરિને સાક્ષાતકાર કરતો નથી ને સાક્ષાતકાર કરે તો વિષય તુછ થઇ જાય. સાક્ષાતકાર તો એમ થાય જે નિત્ય પ્રલયાદિકને વારે વારે શ્રદ્ધાએ સહિત મન દઇને કહે ને સાંભળે ને વિચારે તો થાય[૧૬]છે. ૧૧ અને ગોલોક વૈકુંઠ બ્રહ્મપુરને વિષે જેવા ઐશ્વર્ય પાર્ષદને શક્તિયે યુક્ત શ્રીજી મહારાજ છે તેવાને તેવાજ પ્રથવિને વિષે છે ને જેવા પ્રથવિને વિષે છે તેવાને તેવાજ બ્રહ્મપુરને વિષે છે એવિ રિત્યે મનુષ્યભાવને દિવ્ય ભાવને વિસવાસે સહિત યથાર્થપણે સત્પુરૂષને સંગે કરિને શિખવો ને પોતાના જિવાત્માને અક્ષર સંઘાથે એકતા સમજવો ને પાયો કાચો હોય તો તે ઉપર્ય અંબારાત થાય નહિં ને જેટલિ સમજવામાં કાચપ્ય રહુશે તેટલિ તો દેહ મુક્યા પછી પણ નડશે એ વાત સત્ય[૧૭]છે. ૧૨ અને જેમ ઉષધ લઢિ લઢિને અતિશે ઝીણું કર્યું હોય તો

---

મહોલમાં જતાં જોયાં તેથી વિકાર થયો તેવામાં સનકાદિક આવ્યા **कामात्क्रोधोभिजायते।** એ પ્રમાણે કામમાંથી ક્રોધ થયો અને સનકાદિકનુ અપમાન કર્યું. આ વાસનામય દોષને ટાળવાને સનકાદિકે શ્રાપ દીધો. માટે તેમને પોતાના આશ્રમ કે સ્થાનનું ભાન ન રહ્યું., જડભરતને માત્ર મૃગલીનો સંગદોષ લાગેલો તેથી પ્રારબ્ધ બંધાયું. મૃગલીને મોટી કરીને જો સંગ છોડી દીધો હોત તો જન્મ ધરવો ન પડત આથી તેમને પૂર્વ જન્મનું જ્ઞાન રહેલું. " આગે તપસિ તપસા કરતાં રહી ગઈ કિંચિત કામા –જોઇ કારણ મેં નરતનુ ધરિયા સોઇ સુધર્યાહિ કામા–નિષ્કુળાનંદ પ્રગટ હરિ મિલે ટળે નામ ને ઠામા–એ સરખાવો. ૧૬ વિષયને શ્રવણ કરે પણ મનન ને નિદિધ્યાસ ન કરે ત્યાં સુધી ગુણદોષ જણાય નહિ. દોષ જણાય તો ત્યાગ થાય અથવા અનાદર અને બેપરવાઇપણું રહે. નટની પેઠે. નિત્ય પ્રલયમાં મનુષ્યોનો નાશ થાય. નિમિત્ત પ્રલયમાં ૧૦ લોકનો નાશ થાય, પ્રાકૃત પ્રલયમાં પ્રકૃતિનું કાર્ય જે પિંડ બ્રહ્માંડ તેનો નાશ થાય અને આત્યંતિક પ્રલયમાં પ્રકૃતિ પુરૂષ અને તેના કાર્ય સહિત જુદાપણું થાય છે જુઓ. ગ. મ. ૬૪ મું વચનામૃત. ૧૭ ભગવાનનું સ્વરૂપ પંચાલાના ૬ ઠ્ઠા અને ૭ મા અને લોયાના ૭મા અને ૧૮ મા વચનામૃત પ્રમાણે સમજે તો તેને ખોટ રહેતી નથી. આત્મા પરમાત્માનું સ્વરૂપ સમજીને નિર્વાસનિક ન થાય તો પાયો કાચો જાણવો. આત્મા–પરમાત્મા

આંખમાં નાંખે તો પણ ખટકે નહિ તેમ સત્પુરૂષને સંગે કરિને ધર્મજ્ઞાન શિખિને સત્સંગનિ સમજણ પકવ કરિ હોય તો દેશ કાલાદિકે કરિને પણ મતિ[18] ફરે નહિ. ૧૩ અને મુક્તબુદ્ધિ[19] શિખવિ જે બુદ્ધિયે કરિને પંચ વિષયને વિષે બંધાય નહિ તેને મુક્તબુદ્ધિ કહિયે ૧૪ અને વૈરાગ્ય ઉપજ્યાનો શો ઉપાય છે, એ પ્રશ્નનો ઉત્તર જે શ્રી હરિજિનું મહાત્મ્ય ને આત્મનિષ્ઠા એ બે ઉપાય છે એ બેનિ પકવતામાંથી જે ઉપજે છે તે જ્ઞાંનાશ થકિ ઉપજ્યો કેવાય છે ને તેનો અસત દેશકાલાદિક કરિને પણ[1] નાશ નથિ ૧૫ અને કસર માત્ર ટાલ્યાનો એક ઉપાય કિયો એવો જબરો છે એ પ્રશ્નનો ઉત્તર જે મહત્ પુરૂષનો સર્વ પ્રકારે વિસ-વાસ રાખિને સમાગમ કરવો ( એ ) એક ઉપાય અતિશે બલવાન્[2] છે. તે ભાગવતમાં કહ્યું છે જે **महियसाम् पादरजोभिषेकः** ૧૬ શ્રી હરિજિ મહારાજનિ પ્રાપ્તિ થઇ એતો બઉ મોટું કાંમ થયું છે ને લોભ-કામાદિક અંતર શત્રુ જ્યાં સુધિ રિયા છે ત્યાં સુધિ તો શ્રીહરિજિને વિષે પણ દોષ પરઠે[3] છે માટે સત્પુરૂષનો સમાગમ કરિને દેહાભિમાન રૂપ દોષને ટાલિને ધર્મ જ્ઞાંનાદિક શિખિને એકાંતિક ભક્ત થાવું ૧૭ અને વચનામૃતમાં પણ મહારાજે કહ્યું જે મુક્તાનંદ સ્વામિ જેવા પંચવિષયનિ આસક્તિને બાદવા માંડે તો જેને વિષયને વિષે આસક્તિ હોય તે મુક્તાનંદ સ્વામિ જેવાનું પણ માથું કાપવાને તિયાર[4] થાય માટે અંતરશત્રુને ટાલ્યાનો

---

અને નિર્વાસનિકપણું એ ત્રણ વાનાં દૃઢ છનેજ સમજવાનાં છે ( મધ્ય પ્રકરણનું ૧૩ મું અને પ્ર. પ્ર. નું ૨૨ મું ). ૧૮ ઉપર જણાવેલા ત્રણે પ્રકારની સમજણ દૃઢ થઇ હોય તેને દેશકાળ નડતો નથી. માત્ર ઇન્દ્રિયો અંતઃકરણના જ્ઞાનવાળાને નડે છે. ૧૯ વિષયમાં ન બંધાય પણ જે સત્તારૂપ થઇને ભગવાનમાં ન જોડાય તો તે મુક્ત નહિ.

૧ ઉપર કહેલા ચાર પ્રકારના પ્રશ્નો સમજે તો જ વૈરાગ્ય ઉપજે અને વૈરાગ્ય ઉપજે એટલે પોતાનું સ્વરૂપ સમજાય અને પછી સ્વરૂપીમાં ચોંટાય. તેને દેશકાળ નડે નહીં. ૨ વિશ્વાસ એટલે પ્રીતિ અને નિર્દોષપણા સાથેનો ભરોસો રાખવો તે મોટા પુરૂષમાં એવી રીતે આત્મબુદ્ધિયે કરીને પ્રસંગ કરે અને સાવધ વર્તે તો કસર ટળે. ૩ પોતામાં જ્યાં સુધી એક દોષ પણ પ્રધાનપણે વર્તતો હોય તો તે દોષ સદ્ગુરૂ તથા ભગવાનને વિષે જણાય છે. જેમ શ્રી કૃષ્ણ મથુરામાં ગયા ત્યારે કંસાદિકને જેવું દર્શન થયું હતું તેમ સમજવું. માટે દેહાભિમાન ટાળવું. ૪ ખેરવાના એક

ઉપાય શિખવો. ૧૮ અને સત્પુરૂષને સંગે કરિને જીવ સુખીયો થઇ જાય છે માટે સત્પુરૂષનાં લક્ષણ શાસ્ત્રમાંથી સમજિને તેમનિ મોટયપ વચનામૃત આદિક શાસ્ત્રમાંથી શિખિને વિચારીને તેમની અનુવૃત્તિમાં મન કર્મ વચને વરતવું તે કહ્યું છે જે ઉત્તમ ને સેવવા તથા શ્રેષ્ઠ થવાની ઇચ્છા રાખવી ને સત્શાસ્ત્રનો સિદ્ધાંત ને મહત્ પુરૂષનો સિદ્ધાંત એ બેયને મેલવવા. જો એક સિદ્ધાંત થાય[૫] તો મહત્ પુરૂષનો વિસવાસ પૂર્વક સંગ કરવો ને વેગવાન થાવું નહિ ને શાંત થાવું ને વેગવાનને શાસ્ત્ર સમજાતું નથી ૧૯ અને ઉપાસનાએ કરીને કલ્યાણ તો થાય છે પણ ત્રણ અંગ વિના નિરવાસનિક થઇને શ્રી હરિજિના એકાંતિક ભક્ત થવાતુ નથી તે ત્રણ અંગનાં નામઃ દાસત્વ,[૧] આત્મનિષ્ઠા અને પતિવ્રતાપણું. એ ત્રણ અંગ પકવ કરે તો આત્યંતિક કલ્યાણ થાય છે ને ત્રષ્ણા રૂપિ ડબિ નાશ પામે છે; નહિતો ગોરખ[૨] જે જિવ તેનિ ત્રષ્ણારૂપિ જે ડબી તે કોઇ કાલે ભરાય નહીં. ૨૦ અને મછર ને ગરૂડજિ તથા પતંગિયા ને મહા અગ્નિ પર્યંત મુક્તના ભેદ કયા છે ને વાલખિલ[૩] ઋષિ જેવા મુક્તો પૃથવિ આદિક

---

ભક્ત પાસે શ્રીજીએ રૂા ૫૦૦ માગ્યા કારણ કે શ્રીજીને ગોપીનાથનું મદિર કરવું હતું. શ્રીજી કહે છે કે પરમ દહાડે તમારૂં મૃત્યુ છે માટે પૈસા આપીદો પણ તેણે તે આપ્યા નહીં અને મૃત્યુ તો થયુ. એક વાણિયાએ મહારાજ સાથે એવી શરત કરી હતી કે ભીલી ( ગોળની ) બધી ખાઇ જાય તો કાંઇ નહીં અને જો ખાતાં વધે તો વાણીઆએ સાધુ જમાડવા. વાણીઆથી ખવાઇ નહીં અને તેથી તેને સાધુ જમાડવા પડયા. અક્રુરજી પણ મણિ લઇને કાશી જતા રહેલા. એ દૃષ્ટાંત મુક્તાનંદ સ્વામીના સત્સંગ શિરોમણી ગ્રંથમાં છે ૫ કોઇ પણ સિદ્ધાંત સમજવામાં શાસ્ત્ર ઓ સત્ પુરૂષની જરૂર પડે છે. વિવેક વર્તન તથા આત્મા અને પરમાત્માનું જ્ઞાન એ ૭ પ્રકારના સત્સંગનું જ્ઞાન હોય તેજ સત્પુરૂષ કહેવાય અને જેને એ ૭ વાનાંની અપેક્ષા હોય તેને ઉત્તમ મુમુક્ષુ કહેવાય. ઉત્તમ સત્પુરૂષના સંગથી ઉત્તમ થવાય અને ઇન્દ્રિયોના વેગ ટળે.

૧ દાસત્વ એટલે અંબરિષ રાજાની પેઠે સતત સેવક; આત્મનિષ્ઠા એટલે ડભરત અને શુકજીના જેવું વર્તન અને પતિવ્રતાપણું એટલે ગોપીઓ અને સચ્ચિદાનંદ સ્વામી તથા કૃપાનંદ સ્વામિના જેવી અપરિમિત પ્રીતિ. ૨ ગોરખ એટલે ઇંદ્રિયોના કહેવા પ્રમાણે વર્તનાર. ૩ વાલખીલ ઋષિઓને સૂર્યની ઉપાસના છે એટલે કે ઉપસાનામાં કસર છે.

અનેક સ્થાનકને વિષે બંધાઇ રહ્યા છે એ પણ મુક્તના ભેદ છે ૨૧ અને ઇંદ્રીયું અંતઃકરણને જિવમાં નિશ્ચેનિ[૪] વારતા કરિને ઇંદ્રયું અંતઃકરણને જિવમાં જ્ઞાનનિ[૫] વારતા કરિને ચાર પ્રકારનિ માયા જિત્યાની વારતા કરિ તેનિ વિગત જે જિવનિ, ઇશ્વરની, પ્રધાન પુરૂષની ને મુલ પુરૂષની એ માયા જિતે તો આ બે શ્લોકમાં જેવા કહ્યા છે તેવા સમર્થ મુક્ત થવાય છે. **वैकुंठपुरवासीनाम् देहेन्द्रियासुहीनानाम् त्वमकरण स्वराट्**[૬] એ બેનો અર્થ તો સત્પુરૂષ યથાર્થ જાણે છે. ૨૨

અને ધ્યાંન કરનારા યોગિને કેઇ અવસ્થા પ્રથમ લિન થાય છે એ પ્રશ્નનો ઉત્તર જે સ્થુલ દેહને વિષે શ્રી હરિજિનું ધ્યાંન કરે તો પ્રથમ સ્થુલનો નાશ થાય છે ને પછે સુક્ષ્મને કારણનો નાશ થાય છે એજ રિત્યે સુક્ષ્મને કારણનું સમજવું ત્યાં દ્રષ્ટાંત કહે છે જે જેમ વૃક્ષનાં ડાળાં વારંવાર કાપ્યા કરે તે મધ્ય થડિયું હળવે હળવે સુકાઇ જાય છે ને થડમાંથી કાપી નાંખે તો થડને ડાલખાં સુકાઇ જાય છે અને મુળમાંથી કાપિ નાંખે તો મધ્યને ડાલાં સુકાઈ જાય છે તેમ અવસ્થાનું જાણવું. ૨૩ અને અને શ્રી હરિજિનિ કથા–વારતાનું શ્રવણ કરિને મનન ને નિદિધ્યાસ કરવાનો અભ્યાસ અતિશે રાખવા ને ગમે તેવિ મોટપ્યને પામ્યો હોય તેમ અધિક અધિક સમજ્યાનિ દૃષ્ટિ હોય તો તે કોઇ ઐશ્વર્યમાં બંધાય નહિં ને મોટાઇ બઉ આવે. ૨૪ અને જિવંનમુક્ત[૧] વિદેહમુક્ત[૨] ને કૈવલ્ય મુક્તના[૩] ભેદ કયા છે તે મધ્યે કૈવલ્ય મુક્તનિ સ્થિતિ કહે છે જેમ

---

શ્વેતદ્વિપ, અને બદ્રિકાશ્રમ આદિના મુક્તોને માટે પણ એમ જ સમજવુ. ૪ **हृदये जीव जोवेव** તથા **नित्योनित्यानां** એ વગેરે સમજે તેને નિશ્ચય કહિએ. ૫ **जीवमायेशरुपाणांसुष्टुवेदनं** જીવ, માયા ને ઇશના રૂપ સમજવાં તે જ્ઞાન કહેવાય. ૬ માયીક દેહઇંદ્રિયોથી રહીત એવા લાકતો.

૧. જીવનમુક્ત એટલે શુકજી અને સ્વરૂપાનંદ સ્વામીની પેઠે આત્માના સમ્યકજ્ઞાને અને વર્તને સહિત માત્ર વર્તમાનકાળની સ્મૃતિ રહે તે દેહને જો કે જ્ઞાને કરીને ખોટો સમજે તો પણ દેહનું દુઃખ તેમને જણાય ખરૂં. ૨. વિદેહમુક્ત એટલે જનક રાજા તથા પર્વત ભાઇની પેઠે આત્મા પરમાત્માનું જ્ઞાન તેમજ ત્રણે કાળના વ્યવહારનું જ્ઞાન રહે તે. દેહને ગમેતેવું દુઃખ કે સુખ આવે પણ સમ જણાય. ૩ કૈવલ્યમુક્ત તો આત્માને ભગવાન માનનાર.

શ્રયવિ જલમાં રહિ છે ને બાહેર જણાય છે તો પણ જળમાં જ છે તેમ કૈવલ્ય તો સદા પરમેશ્વરમાં જ રહે છે તે કહ્યું છે જે અક્ષરમસ્ય શરીરમત: ૨૫

અને ઈંદ્રિયું અંતઃકરણુનિ ક્રિયા થકી જીવની ક્રિયા પ્રથક સમજતાં આવડે તો સર્પની કાંચળીની પેઠે દેહાદિક ભાવ થકી જીવને અલ્પ કાળમાં જુદો પડી જાય ને શ્રી હરિજિ મહારાજની મરજી જાણ્યામાં આવે જેમ સાભર નદીમાં સમુદ્રની વેલ્ય આવે તારે ખારી થઇ જાય છે ને વેલ્ય ત્યારે પાછી વળે છે તારે મીઠી થાય છે તેમ શ્રી હરિનાં ભક્તને વિષે ધર્મ અધર્મ સર્ગ રહે છે ને જેમ તલને ફૂલમાં વસાવીને ઘાંણીમાં પીલે છે તે ફુલેલ જ થાય છે, તેલ થાતું નથી તેમ લોભ કાંમાદિક અધર્મ સર્ગને ધર્મામૃત પ્રમાણે વરતીને જીતે તો એકાંતિક ભક્ત થાય છે. ૨૬ અને ઇંદ્રિયું અંતઃકરણ દેવતા ને જીવ એ સરવે જે તે નેત્રમાં સૂર્યની જે આવ્યા ગયાની ગતિને જેમ જાણતા નથી તેમ અક્ષરાદિક સરવે મુક્ત પુરૂષોત્તમની ગતિને નથી જાણતા. ૨૭ અને જેમ ચંદ્રમા રાહુ ગ્રસ્યા થકા ઉગે છે ને આથમે છે તેમ હરિભક્ત હરિકથાનું શ્રવણુ મનનાદિક સરવ ક્રિયા કરે છે તે દેહ અભિમાંન રૂપ રાહુયે ગ્રસ્યા થકા કરે છે માટે વિવેક કરીને કરવું તે વિવેકના વચનામૃતમાં કહ્યો છે જે નાઇ ધોઇને[૧] પૂજા કરવી. ૨૮ અને વરૂણના પુત્રે જે તે વરૂણ દેવને પુછ્યું જે પિતાજિ! બ્રહ્મ કહો, ત્યારે વરૂણ બોલ્યા જે પૃથ્વી બ્રહ્મ; પછે પુત્રે તે પૃથ્વીના અંતને પામીને ફરીથી પૂછ્યું પિતા! બ્રહ્મ કહો. ત્યારે વરૂણ બોલ્યા જે સૂર્ય બ્રહ્મ. તેના અંતને પણ પામીને એમને એમ પુછતા ગયા ને પિતા બ્રહ્મ કેતા ગયા જે અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર, મહત્વ, પ્રધાન પુરૂષ, પ્રકૃતિ, મૂળ પુરૂષ સુધી બ્રહ્મ કહ્યુને ફરીથી પુછ્યું જે બ્રહ્મ કહો ત્યારે વરૂણદેવે કહ્યું જે અતિ પ્રશ્ન પુછીશ તો તારૂં માથું પડી જાશે માટે યથાર્થ જ્ઞાન તો પુરૂષોત્તમ શ્રી હરિ જ્યારે દયાયે કરીને મનુષ્યભાવનું ગ્રહણ કરે છે ત્યારે મનુષ્યને સરવે રહસ્ય વારતા જાણ્યામાં આવે છે એમ મર્મ*

---

૧. એટલે કે દેહાભિમાનથી રહિત થઇને ધ્યાન કરવું (જુઓ અમદાવાદનું ૨જુ વચનામૃત.)

* શાસ્ત્રોની ગતિ પરંપરાએ મૂળ પુરૂષ સુધી છે. તે ઉપર બ્રહ્મ છે. ત્યાં સ્ત્રી પુરૂષનો ભાવ નથી. માત્ર પુરૂષોત્તમ જ રહે છે. જ્યારે દ્વિપરાર્ધને મધ્યે તે પુરૂષોત્તમ આવે છે ત્યારે ગુરૂદ્વારાએ બ્રહ્મની ખબર પડે છે.

પ્રશ્નના ઉત્તરમાં છે. ૨૯ અને શ્રીહરિજી મહારાજ બોલ્યા જે આ સચ્ચિદાનંદ સ્વામી જેવા ભક્ત સારૂ બ્રહ્માંડનો નાશ થઇ જાય તો પણ પરમેશ્વરને ખટકે નહી. તે ઉપર દૃષ્ટાંત દઇને વારતા કરી જે શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન સાથે શતધન્વાને જીતવા ગયા ને દિગ્વિજયમાં એ જીતાણો નોનો ને એ જાદવ માંહિલો નથી એ શતધન્વા પણ હરિભક્ત ભારે હતો. એ બેનો જુદ્ધ થવા લાગ્યો ત્યારે શતધન્વા કહે જે જે દિવ-સથી શ્રીકૃષ્ણ ભગવાન મુને મળ્યા છે તે દિવસથી જો બીજા દેવ માત્રનિ પ્રતીતિ મારા અંતરમાં ન થઈ હોય તો આ બાણે કરીને અર્જુનનું માથું પડી જાઓ. એ રિત્યે બાંણમાં પ્રયોગ કર્યો ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન કહે જે મેં રામાવતાર ધારીને જે જે પુણ્ય કર્યું છે તેણે કરીને અર્જુનનાં બાણ એનાં બાણને કાપી નાંખો. ત્યારે ફરીને શતધન્વા કહે જે તે દિથી શ્રીકૃષ્ણ ભગવાન મલ્યા છે તે દિથી મંત્ર જંત્ર કામણ ટુમણ જડીબુટી ઋદ્ધિ સિદ્ધિ આદિકની પ્રતિત લેશ માત્ર ન થઈ હોય તો આ બાણે અર્જુનનું માથું કાપી નાખો. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું જે મેં વારા-હાદિક અવતારે કરીને જે પુણ્ય કર્યું છે તેણે કરીને અર્જુનનાં બાણ એનાં બાણને કાપી નાંખો. ત્યારે ફરીને કહે જે જે દિથી શ્રી કૃષ્ણદેવ મળ્યા છે તે દિથી જો સ્ત્રી માત્રનો સંકલ્પ ન થયો હોય તો આ મારૂં બાણ અર્જુનનું માથું કાપી નાંખો. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા જે મેં ગોપિયું સંગાથે રાસક્રીડા કરીને જો નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત રાખ્યું હોય તો અર્જુનનું બાંણ એના બાંણને કાપીને એનું માથું કાપી નાંખો. ત્યારે તે બાંણે તેમજ કર્યું ને એનું માથું ગંગાજીમાં પધરાવા લૈ જ્યારે એ બાંણ જાતું હતું ત્યારે આકાશ માર્ગે એ ધડ રહિત જે મસ્તક છે તે કૃષ્ણ કૃષ્ણ કરતું જાતું હતું એવું આશ્ચર્ય જોઇને શિવજીએ સ્તુતિ કરીને માગી લીધું. એવો એ ભક્ત હતો તોપણ અર્જુન જેવો ન થયો એવી રીત્યે હરિભક્તને વિષે પણ સરસ નરસપણું ઘણું છે એમ બહુ વારતા* કરી ૩૦ અને શ્રીજી મહારાજે કહ્યું છે જો અનવાધકાતિશય, નિરવધ્ય, નિરંજન, ને નિર્વિકારી સ્વરૂપ જાણવાને અર્થે **માયામયાકૃતિ તમો શુભ વાસનાનામ્ ।** એ શ્લોકના અર્થને સમજીને પોતાની બુદ્ધિ અતિશે

---

* આમાં અર્જુનની સ્વરૂપનિષ્ઠા અગર અનુવૃત્તિ દૃઢ હોવાથી તેમને શ્રેષ્ઠ કહેલા છે.

શુદ્ધ કરવી અને જે ભાગવતી તનુ[1] છે તેતો શુદ્ધ સત્વમય છે ને જે સંકલ્પનો દેહ છે તે સ્થુળદેહની પેઠે પડ્યો ન રહે ને જે બ્રહ્મમયતનુ[2] છે તે તો નિર્ગુણ છે ને ચૈતન્યનું બંધાય છે ૩૧ અને દામોદરનું પ્રશ્ન જે વાતો કરતાં તો ડાહ્યા બહુ જણાય ને ક્યારેક જાણિયે કાંઇ સમજતા નથી એ કેમ હશે? ઉત્તર જે એ પ્રકૃતિ જિત્યા નથિ માટે પ્રકૃતિ જિત્યથી ને જેણે પ્રકૃતિને જિતિ હોય તોથે જે જેમ તેમ ન બોલાય ને જેણે પ્રકૃતિ ન જિતિ હોય તે બિજાને વારતા બહુ સારી કરે પણ જ્યારે પોતા ઉપર આવે ત્યારે કાંઇ દા રહે નહિં ને માનિ પ્રકૃતિને જોરે કરિને તો પોતાથકિ ધર્માદિકે કરિને શ્રેષ્ઠ હોય તોપણ નમ્રભાવે વરતાય નહિં ૩૨ અને આ દેહમાં ઉત્તમ રૂચિ પકવ કરે તો હવે જે દેહ આવે તેમાં ઐશ્વર્ય સાંમર્થિ ને તેજ બઉ આવશે તે ઉત્તમ રૂચિ રાખવી તે કેમ સમ-સમજવું એ પ્રશ્નઃ ઉત્તર જે જિવ તો મલિન રજ તમ ને સત્વ તેણે કરીને જુક્ત વરતે છે ને કર્મવશ છે ને જે યોનિમાં જાય છે ત્યાં તેવો થૈ જાય છે અને ઇશ્વર છે તેતો શુદ્ધ સત્વગુણમય જે દઢ ગ્રથિ તેણે જુક્ત વરતે છે ને જે મૂળ પુરૂષ છે તેતો સત્વગુણાકારે જુદા વરતે છે ને કયારેક મિશ્રિતભાવે વરતે છે પણ ચોખ્ખું જુદું વરતાતું નથી.[3] ૩૩ અને જે માયા છે તે જડ ચૈતન્યમય છે અને જે અક્ષરધામના મુક્ત છે તેતો ગુણાતીત વરતે છે તે ગીતામાં કહ્યુ છે જે **प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान्**[4] ૩૪ અને જે પુરૂષોત્તમ છે તેતો અક્ષરાદિક સર્વના નિયંતા છે ને પ્રકાશક છે ને એ સર્વેને વિષે શક્તિયે કરીને અન્વયપણે રિયા છે અને પોતે પોતાના ધામને વિષે સ્વતંત્રપણે રહ્યા છે.[5] ૩૫ એક તો ત્રણુ ગુણને વિષે ને અહંમમત્વને વિષે ને પંચવિષયને વિષે આસક્તિયે રહિત વરતે છે ને જોડાયો હોય તે વારતા સમજે ને કરે પણ ખરો પણ તે પ્રમાણે વર્તવું તો ઘણુ કઠણ છે ને એક તો વરતે છે ને વારતા પણ કરે છે ને એક તો કેવળ વારતા કરે છે એ બે કેમ જણાય એ પ્રશ્નનો ઉત્તર એ જે વરતે છે તેને મુમુક્ષુને સમજાવતાં આવડે છે ને બિજાને ન આવડે ને વરતવું તે તો પેટ કટારિ નાંખ્યા જેવું કઠણ છે ને

---

૧ સંતદાસજીનો દેહ ભાગવતી તનુનો હતો. ૨ સ્વરૂપાનંદ સ્વામીનો દેહ બ્રહ્મમય તનુનો હતો. ૩ મૂળ પુરૂષ સુધી પણ પ્રકૃતિનો સંબંધ જે માટે શુદ્ધ નિર્ગુણ થવાનું નથી. ૪ મનમાં ઉત્પન્ન થયેલી બધી કામનાઓને બાળી નાખે છે. ૫ પુરૂષોત્તમની અન્વય વ્યતિરેક વ્યાપ્તિ.

ખડગે કરિને માથું કાપ્યા જેવું કઠણ છે. ૩૬ અને દેહને વિષે પંચ વિષયને વિષે ને ભગવાનને વિષે જેવો અભિનિવેષ છે તેવો સંતને વિષે નથી ને સંત એના કરાવનાર છે. ત્યારે ગોપાળાનંદસ્વામિ કહે જે શ્રી હરિજિને વિષે અભિનિવેશ નથી ને મહારાજ સાથે વ્યવહાર પડે તે કહ્યું છે જે व्यवहारेण साधुः આંણિકારે તો કોઇ નથી ને એણીકારે હોય તો કોણ જાણે. એણીકારે પણ કોઇ નથી અને શ્રી હરિજિના મહિમાનું ને આત્મનિષ્ટાનું ઠરાવિ નિત્ય પ્રસંગ્યાદિકે કરીને વારંવાર આગ્રહ રાખીને કરે તો અભિનિવેશ થાય છે. તે હરિભક્તને દૃષ્ટાંતે કરીને આગ્રહની વારતા બહુ કરી ૩૭ અને અભિનિવેશ થયો કેમ જણાય તેનો ઉત્તર જે શ્રી હરિજિ તથા સતપુરૂષ તે હજારેના વ્યવહાર હ્રુદયમાં મેળવિ દે તોપણ રાજિ રેવાય ને લગારે પણ ભાવ ફરે નહિ ત્યારે ૬૮ અભિનિવેશ થયો કહેવાય ને રજોગુણ તમોગુણ ને સત્વગુણ ને નિર્ગુણ વ્યવહાર સમજે તો અભિનિવેશ અતિ પકવ થાય ને વારતા સાંભળે છે તોપણ વર્તવાને વિષે મેળવતાં આવડતું નથી.× જેમ પ્રથમ શાસ્ત્ર ભણ્યો હોયછે તો પણ બીજે મેળવતાં આવડતું નથી તેમ છે એમ વારતા બહુ કરી ૩૮ અને ટેવ પાડ્યાની વારતા કરી જે માંદા તથા વૃદ્ધ સંતમાં દેહના આચરણ જોઇને જવાંન હોય તે પણ ઝીણાં વસ્ત્ર તથા પથારી કરવી તથા ખાનપાનાદિકની ટેવ પાડે છે એ સારૂં નથી. તે ટેવુંમાંથી તો સતસંગ બારે જાતું રેવાય છે માટે ટેવ માત્ર ન શિખવી એ ઉંદરના[1] દૃષ્ટાંતે

× આમાં સંતને વિષે અભિનિવેશ એટલે આત્મબુદ્ધિ કરવાની કહી છે અને જેમ ભણેલાં શાસ્ત્રોનો ઉપયોગ બીજે કરતાં ન આવડતો હોય તેમ આત્મબુદ્ધિ પણ કઠણ વખત આવે ત્યારે કરતા ન આવડે તેની સરખામણી છે.

૧ એક ઉંદર હતો તે એક વાણીયાના ઘરમાં હતો. ગોળની ભીલીની કોઠી ઘરના માણસે ઉઘાડી એટલે લાગ જોઇને અંદર પડી ગયો. તે ગોળ ખુબ ખાધો. પછી બે ત્રણ દહાડે પાછી કોઠી ઉઘાડી ત્યારે તે ઉઘાડનારના શરીર ઉપર ચડીને કુદકો મારી બહાર નીકળી ગયો પછી ઘર ધણીએ રાત્રે ઉંદરીયું મુકીને પકડયો અને બહાર મુકયો એટલે તે કપાસીયાની વખારમાં પેસી ગયો. બે ત્રણ દહાડે વખારના માલીકે ઉઘાડીને જોયું તો કપાસિના બી બહુજ જણાયા એટલે તેણે પણ ઉંદરીયું મુકીને પકડયો અને છેટે નદી પાસે જંગલમાં મુકી આવ્યો એટલે નદી

કરીને સુખીયા રયાની વાર્તા બહુ કરી ને પાટીદારના[2] દૃષ્ટાંતે કરીને દુખીયા રહ્યાની વારતા બહુ કરી ૩૯ અને વકતાપણાનું[3] ને સમજુ-પણાનું માન તો બહુ હોય છે પણ જેમ સમજવું ઘટે તેમ સમજે નહિ તે કેમ હશે? એ પ્રશ્નનો ઉત્તર જે તેતો આત્માના સ્વરૂપના શ્રવણ મનનાદિકે કરિને માનને ઘટાડયાં કરે તો સમજાય છે. ૪૦ અને જાંણુપ-ણારૂપે વરત્યાનો અને શ્રી હરિજિનો મહિમા સમજ્યાનો અતિ આગ્રહ રાખવો ને શુદ્ધ બ્રહ્મરૂપ થઇને શ્રીજીને ભજવા પણ બગ-ડેલ થઇને ન ભજવા. શ્રીજીયે આ શ્લોકમાં કહ્યું છે જે **धर्मं स्थितै रुपगतै बृंहतानिजैक्यं**[1] ને જે સત્તારૂપ થઇને ધ્યાંન કરે છે તેને જ્ઞાન વૃદ્ધિ પાંમે છે ને દેહરૂપ થઇને કરે છે તેને જો ઇંદ્રિયુંનું જ્ઞાન વૃદ્ધિ પામેછે તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાંન ને સમાધિ એ જેમ કઠણ છે તેમ ધર્માદિક પણ કઠણછે. **૪૧** અને પ્રથમ સત્સંગમાં આવે ત્યારે દેહનું માન હોય છે પછે ભક્તિનું માન આવે છે ને પછે આત્મજ્ઞાનનું માન આવે છે અને પછે ઉપશમે કરીને એ સર્વેનું માન ટળે છે. **त्यज्य धर्मम धर्मं च** એ શ્લોકે કરીને અસત્ય સંકલ્પ થાય તો સત્તારૂપ થઇને ટાળવાનો નિયમ વિચાર ઉપશમે કરીને સ્થુલાદિકનું જે જુવાંનને જુક્ત ભોજન કરવું ને નવધા ભક્તિ આળસ મેલીને કરવી ને ઉપશમનો અભ્યાસ પ્રમાદ મુકીને કર્યા કરવો ને સત્પુરૂષનો સંગ રાખવો ને માંદા ને વૃદ્ધ ને જુક્ત આહારને ઉપશમને સમાગમ[2] કરવો. **૪૨** અને ઉત્તમ મુમુક્ષુનાં લક્ષણ એ છે જે સ્ત્રિ, દ્રવ્ય,

---

ઉપર લીલી કુંપળો ખાઇને ઊંદર તો પુષ્ટ થયો. એવામાં પેલા ગોળવાળા ઘરનો માલીક અને તેનો દીકરો ફરતા ફરતા નદીપર આવ્યા અને ઊંદરને વાચા થઇ અને તે બોલ્યો કે તમારા ઘર કરતાં હું અહીં સુખી છું કેમકે મને અહીં સંપૂર્ણ સ્વતંત્રતા છે અને તમારે ત્યાંતો કેદમાં હતો " ઊંદરે આ પ્રમાણે એકજ ટેવ ન રાખી તેથી સુખીયો થયો. ૨ પાટિદારને પોતાના ખેતીના ધંધામાં ગમે તેવું સંકટ પડે તોપણ જે ટેવ પડી હોય તે ન મુકે. ૩ વાચાળતા અને સમજુંપણું એમાં, પોતે, પોથીમાંના રીંગણાની પેઠે ન રહેતા પોતાની મેળેજ સમજે તો માન ઘટે, સરખાવો સાધન સર્વે માન બગાડે પળ વિષે–મુક્તાનંદ સ્વામી.

૧. અષ્ટાંગ યોગની પેઠે ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ પણ કઠિણ છે. ૨ સત્સંગમાં આવ્યા પછી પણ ઉપશમ–તુર્યાવસ્થા એટલે

સ્વાદ ને માંન એનો ત્યાગ કરે ને મોટા સંત જે તે સ્વભાવ ટાળવાને અર્થે દુખવીને કહે તોપણ મુઝાય નહીં તે ઉત્તમ મુમુક્ષુ જાંણવો.[૭] ૪૩ અને શ્રીજી મહારાજે વચનામૃતમાં વાર્તા કરી છે જે પ્રવૃત્તિ નિવૃત્તિ ધર્મ છે તે શ્રી હરીકૃષ્ણજી મહારાજને સંબંધે સહિત પણ છે ને તેમાં જે સંબંધે સહિત છે તેજ ભાગવત્ ધર્મ છે ને એકજ છે ને ભાગવત ધર્મ સ્થાપન કરવાને અર્થે શ્રીહરિજિ મહારાજનું પ્રથવિને વિષે જયકારી પ્રવર્તકપણું છે ને તે ભાગવત ધર્મને શિક્ષાપત્રી આદિકને વિષે શ્રીજી મહારાજે યથાર્થ-પણે કહ્યો છે તે પ્રમાણે વરતવું.[૩] ૪૪ અને સ્વભાવ ટાળીને સત્તારૂપે વરતવું એમ વરતવે કરીને કારણ આદિક શરીરનો નાશ થૈ જાય છે ને એમ ન વરતે તો વૃદ્ધપણામાં ઠા રહે નહીં ને વૈરાગ્યવાંનને તો સહેજે નિયમ રહે છે ને મંદ વૈરાગ્યવાનને તો નિયમ દ્રઢપણે રાખવા ને ઇંદ્રિ-યોની જે વૃત્તિ છે તે તો ઘોડા જેવી બળવાન્ છે ને જેમ ઘોડાને દાડી ફેરવ્યા કરે તો વશ રહે છે ને યથાર્થ તો ચાબુક અશવાર વશ કરે છે તેમ ધર્મમાં રહેવે કરીને ઇંદ્રિયું વશ થાય છે ને યથાર્થ તો ઉપશમે કરીને વશ થાય છે તે તો જાંણે જે નવરા રહીયે તો શિખવાનો અભ્યાસ કરીયે એમ કાંઇ થાતું નથી ને મુલગી આળસ પેસે છે માટે શ્રી હરિ-જિની નવધા ભક્તિ કરતાં કરતાં જે અભ્યાસ થાય છે તેજ ખરૂં છે તે ઉપર પાણિયારીના ને અસવારનાં[૧] દ્રષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. ૪૫ અને જુવાંન, વૃદ્ધ ને રોગીને વર્ત્યાની વિક્તિના ભેદ કહે છે જે ચાર પ્રકારનાં ભોજન,[૨] મનુષ્ય નિત્ય જમે છે તો પણ નવુંને નવું રહે છે ને નિત્ય જમીએ છીએ ને તેનાં તેજ છે તો એમ થાતું નથી ને આજ તો જે રોટલી થૈ છે એવી તો કોઇ દીવસ થૈજ નથી ને શાક પણ આજના જેવું તો થયું જ નથી તથા વસ્ત્રનું પણ એમ જ રે છે એનું નામ ભેદ છે ને

---

કે જીવન મુક્તની દશા આવતી નથી તો માન ટળતું નથી. ૩ ભગવાનના સંબંધ સાથેના શ્રુતિસ્મૃતિમાં કહેલા તે ભાગવત્ ધર્મ અને ભગવાનના સંબંધે રહિત શ્રુતિસ્મૃતિમાં કહેલા તે વર્ણાશ્રમ ધર્મ.

૧. પાણિયારી પાણિ ભરે છે અને અસ્વાર સ્વારી કરે છે તે વખતે પણુ ચારે કોર દ્દષ્ટિ રાખે છે તેમ વ્યવહારમાં રહીને પણુ ભગવાન્‌ની નવધા ભક્તિનું નિશાન ચુકવું નહી. ૨ ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય અને લેહ્ય એટલે એમનેએમ ભક્ષણુ કરવું, ભુંજીને ખાવું તે, ચુસીને ખાવું અને ચાટીને ખાવું. એ ચાર પ્રકાર. આસક્તિ ટળે તો બધું ટળી જાય,

પંચ વિષય સંબધિ જ કલેશ થાય છે ને વિષયની આસક્તિ ટળી જાય તો કલેશ માત્ર નિવૃત્તિ થૈ જાય છે. ૪૬ અને શ્રીહરિજિના માહાત્મ્યનિ વાર્તા ઘોડાના તબેલામાં જે જાતવંત ઘોડાને[૩] દૃષ્ટાંતે કરીને બહુ કરી ને લોભી, કામ, સ્વાદ, માન એ આદિક જેવો સ્વભાવ પોતામાં હોય તેવો પરમેશ્વરને વિષે તથા મોટા સંતને વિષે પરઠે છે. માટે સ્વભાવ ટાળીને, શુદ્ધ બ્રહ્મરૂપ થઇને વર્તે તો ન પરઠાય ને ગુણ વિચારીને અવગુણ ટાળીયે છૈયે ને અલ્પ સ્વભાવનો અવગુણ લેતા નથી તે તો પોતાનુ વિચારી જોઇએ છીએ ને પ્રિયવ્રતાદિક અવતાર ન કહેવાય ને નારદ સનકાદિક અવતાર[૪] કહેવાય. ૪૭ અને શ્રીહરિજિ મહારાજને રાજી કરવાનો હવે શો ઉપાય એ પ્રશ્ન· ઉત્તર· ધર્મામૃત, શિક્ષાપત્રી ને નિષ્કામ શુદ્ધિ પ્રમાણે વરતે તો રાજી થાય ને શ્રીહરિજિનુ કયા પરોક્ષપણુ છે એતો સદાય પ્રત્યક્ષ જ છે અને ઉપાસ્ય, ઉપાસક ને સ્થાનકની શુદ્ધતાએ[૫] કરીને અતિ ઉત્તમ થવાય છે. તે ઉપાસકનુ લક્ષણ. **यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः** ૪૮ અને વિશળ કરણીના વચનામૃતમાં અહમમત્વ ટાળ્યાની વાતો આવી ત્યારે પ્રશ્ન પુછ્યું જે એ કેમ ટળે ? ઉત્તર: જેમ દેહને વિષે આત્મબુદ્ધિ છે ને અતિશે હેત છે તેમ શ્રીહરિજિને વિષે થાય તથા મોટા સંતને વિષે થાય તો ટળે ને આત્મવિચારનો ને શ્રીજીના મહિમાનો વેગ જીવમાં અતિબળવાન્ લગાડી દેવો જેમ મંદવાડ હાડમાં પેસી જાય છે ને જેમ વૈરીનો વેગ પેસી જાય છે તેવી રીતનો વેગ જીવમા લગાડી દેવો. ૪૯ અને વ્યાસાદિક[૧] નિર્ગુણ અવતાર છે ને પરશુરામ તથા સંકર્ષણાદિક સગુણ અવતાર છે એમ રામાનુજાચાર્યે મહા ભાષ્યમા કહ્યુ છે. ૫૦ અને ઉપશમ જો રહેવા માંડે તો વૈરાગ્યાદિકની સાંમર્થી[૨] દેખાઇ આવે છે તેને ગ્રહણ ન કરે તેને તિરસ્કાર કરીને ઉપશમને વિષે વર્તતા થકા શ્રીહરિ-

---

૩ જાતવંત ઘોડા જેમ અસ્વારની અનુવૃત્તિ બરાબર સાચવેછે તેમ. ૪ નારદ સનકાદિક એ ભગવાનના મુક્તાવતાર ગણાય છે. પ્રિયવ્રત રાજાના રથનાં પૈડાંથી સાત સમુદ્ર થયા તે સામર્થ્ય ભગવાનના જેવું કહેવાય પણ તેથી તેમને અવતાર કોટીમાં મુકાય નહીં. ૫ ઉપાસ્ય—શ્રી પુરૂષોત્તમનારાયણ ઉપાસક પોતાના આત્માને અક્ષરબ્રહ્મનું સ્વરૂપ માને, અને સ્થાનક અક્ષરધામ સમજે એ ત્રણેની શુદ્ધતા કહેવાય. જુઓ શુકાનંદમુનીની વાતો.

૧. વ્યાસજીએ સૌને મોક્ષને માર્ગે ચઢાવ્યા તેથી નિર્ગુણ અવતાર અને પરશુરામે અસુરોને માર્યા માટે સગુણ, ૨. ઉપશમવાળાને સિદ્ધિઓ

જીનું ભજન કર્યા કરે તો એકાંતિક ભક્ત થાય છે ને અવતાર માત્રની એ રીત્ય છે જે સ્ત્રી દ્રવ્યનો ત્યાગ કરાવવો ને ગરીબની રક્ષા કરાવવી ને વિદ્યા, વૈરાગ્ય, ભક્તિને બળે કરીને કોઈ ગરીબનો તિરસ્કાર કરતો હોય તો તેને દેખીને ખમી શકે નહીં એવો સહજ સ્વભાવ છે. ૫૧ અને નિર્બળ અને બળવાન્ કેમ જણાય એ પ્રશ્નનો ઉત્તર જે ઇંદ્રિયો, મન, બુદ્ધિ, જીવને શ્રીજીમહારાજના ભક્તરૂપે જે વરતવું તે એક એકથી બળીયો કેવાય છે તેની વિગત જે કોઇક તો પરદેશમાં જાય છે ને ત્યાંજ વળગી રહે છે, ને કોઇક તો ઘરમાંઇ જ રે છે ને કોઇક તો બુદ્ધિયે કરીને નિશ્ચે કરે છે ત્યારપછી તે ક્રિયાને કરે છે ને કોઇક તો સત્તારૂપે વર્તે છે ને કોઇક તો નિત્ય પ્રલયાદિકે કરીને સર્વ પદાર્થને નાશવંતને અસાર જાણીને ને વૈરાગ્યનું ગ્રહણ કરીને શ્રીહરિજિને વિષે પ્રીતિ કરે છે તે એક એકથી બળીયા છે.[3] ૫૨ અને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમયની સ્થિતિ[4] જુદી જુદી કહી છે. ૫૩ જે આધુનિક મુક્ત છે તે અનાદિ મુક્ત જેવા થાય છે કે નથી થાતા તે પ્રશ્નનો ઉત્તર જે સત્પુરૂષને સંગે કરીને ધર્મજ્ઞાનાદિક પકવ હોય તો તે અધિક છે ને તેમાં ન્યુનપણું હોય તો તે ન્યુન રહેછે. ૫૪ અને ધારણા, ધ્યાન ને સમાધિ, એ સવિકલ્પ તો ઇશ્વર ઇચ્છાયે કરીને થાય છે ને સવિકલ્પ સમાધિ કરવી ને સત્તારૂપે વર્તવું એતો જીવના હાથમા છે જો સાચો થઇને મંડે તો **अर्थं साधयामि वा देहं पातयामि.**[1] ૫૫. અને અમદાવાદમાં નટ રમાડયા ત્યારે મહારાજ કહે જે અમે તમાશાને અર્થે નથી રમાડયા અમે તો એમ દેખાડીએ છીએ જે પેટને અર્થે અતીશે પુરૂષ પ્રયત્ન કરે છે

---

જણાય તો પણ જો તેનું ગ્રહણ ન કરે તો એકાંતિક થવાય. ૩ પરદેશ એટલે આ મૃત્યુલોક. ઘરમાં એટલે દેહમાં; બુદ્ધિયે કરીને નિશ્ચય કરી કર્મ કરે તે સત્તારૂપ એટલે આત્મ સ્વરૂપે વર્તે તે અને એકાંતિક થઇને વર્તે એમ પાંચ ભેદ કહ્યા છે. ૪ અન્નમય એટલે ભૌતિક દેહ, પ્રાણમય એટલે સૂક્ષ્મ દેહ, મનોમય કારણ દેહ વિજ્ઞાનમય આત્મસ્વરૂપ અને આનંદમય એટલે પરમાત્મ સ્વરૂપ.

૧ દેહમાં રહી આશ્રમ ધર્મ પાળી, ધારણા, ધ્યાન અને સમાધિ પકવ કરવાં હોય તે પોતાના હાથમાં છે પણ અસંપ્રજ્ઞાત એટલે નિર્વિકલ્પ થઇને સમાધિ વગેરે કરવાનું શ્રી હરિની ઇચ્છાને એકાંતિક ભક્તના સંક-

માટે ઈશ્વરને અર્થે કરે તો શું ન થાય[1]? જે કરે તેને સર્વ સાધન સિદ્ધ થાય છે. જો જીવ એ જેવો સાચો થાય તો. ૫૬ અને શમ,[3] દમ.[4] ઉપરતિ,[5] તિતિક્ષા,[6] શ્રદ્ધા, સમાધાન એ છ મળીને એક સાધન કહેવાય છે ને વૈરાગ્ય, વિવેક, ને મુમુક્ષા એ ત્રણ સાધન એમ ચતુષ્ટય સાધન કહેવાય છે. ૫૭ અને ચાર પ્રકારે નિષ્કામી રહેવાય છે તેની વિગત જે એક તો ધર્મામૃત પ્રમાણે વર્તવે કરીને ને અષ્ટાંગ યોગે કરીને ને સત્તારૂપે કરીને ને લાજે કરીને પણ નિષ્કામા રહેવાય છે એવી રીત્યે વાર્તા બહુ કરી. ૫૮ અને જ્ઞાનાંશ તે કેમ સમજવો? એ પ્રશ્નઃ ઉત્તર જે પુરૂષોત્તમનું ને અક્ષરનું ને મૂળ પુરૂષનું ને વિરાટ પુરૂષનું ને જીવનું જે રૂપ પ્રથક પ્રથક કરીને કહે છે ને સમજે છે એનું નામ જ્ઞાનાંશ કહે છે ને સમજે છે એનું નામ જ્ઞાનાંશ કહેવાય છે. શ્લોકઃ **क्षेत्राणां क्षेत्रवित्तांचैव प्रधान पुरुषेश्वरम् मायायाः कालशक्तिश्चास्यच परस्यच** ૫૯ અને વચનામૃતમાં નિરભે રહ્યાનું કહ્યું છે તેને કેમ સમજવું એ પ્રશ્ન ઉત્તર જે એક તો આત્મનિષ્ઠા પકવ હોય ને શ્રી હરિજીનું મહાત્મ્ય સહિત યથાર્થ જ્ઞાન હોય તો શ્રીજી મહારાજ જેમ કહે તેમ વિશ્વાસપૂર્વક પ્રતીતિ આવે ને એમ કહેજે માર્ગમાં સિંહ સર્પ મળે કે ઓગણુતેરા જેવો કાળ પડયો હોય, ને એવા સમામાં મહારાજ કે જે નિરભે રહેજો. કાંઇ ફકર કરશો મા એ વચનમાં તુરત જેને યથાર્થ પ્રતીતિ આવે તેને તો લેશ માત્ર ભય આવેજ નહિં પણ જીવને પ્રાકૃત પદાર્થની પ્રતીતિ આવી જાય છે જેમ સિંહની બીક લાગતી હોય ને કાળ પડયો હોય ને તે સમે બે સુરા બે કારે સહાય કરતા જાતા હોય ને કાળમાં કોઇ હજાર બે હજાર રૂપૈયા આપે તો જેવો નિરભે ને આનંદ થાયછે તેવો શ્રીહરિજિના વચનને વિષે નિર્ભે ને આનંદ આવતો નથી માટે એ પ્રકારે સત્સંગ સમજાતો નથી તે સારૂ સત્પુરૂષનો સમાગમ કરીને કસર માત્રને ટાળીને સાધુ થાવું એથી કોઇ

---

દપથી થાય છે. ૨ અમદાવાદમાં હાલના મંદિરના ચોકમાં નટની રમત કરાવેલી તેમાં એક નટ નાગરણુ થયો અને બીજો ઢેયડી થયો બન્નેએ માથે બેડાં લીધાં અને પગે શિંગડાં બાંધ્યાં અને દોરડા ઉપર સામસામા ચાલ્યા પરન્તુ પરસ્પર અડકયા નહી અને ચાલ્યા ગયા એજ પ્રમાણે ત્યાગી તથા ગૃહી પોતપોતાના ધર્મની સુરત રાખી ચાલે તો હરકત આવે નહી. ૩ સંયમ, ૪ ઇંદ્રિયોનું દમન, ૫ વૈરાગ્ય, ૬ ટાઢ તડકો સહન કરવો તે.

અધિક પ્રાપ્તિ નથી. ૬૦ અને કારિયાણીમાં રામદાસ વૈદ્યને મહારાજે કહ્યું બીક[1] બહુ જણાય છે ત્યારે તેણે કહ્યું જે હા, મહારાજ. તે ઉપર વાર્તા કરી જે પરમેશ્વર* તો સર્વેના અંતર્યામી છે ને સર્વેના નાડીપ્રાણ એમના હાથમાં છે એમ કહીને ચકલાંને સમાધિ કરાવી દેખાડી. ૬૧ અને મહાભારતમાં બ્રાહ્મણી ગીતા છે તેમાં અશ્વમેધ યજ્ઞ કહ્યો છે તેની રીતિ એમ છે જે જીવરૂપ રાજા છે ને મનરૂપ ઘોડો છે ને ઇંદ્રિયુંરૂપ જે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દિશા છે તે પ્રત્યે મુકે છે તે ઘોડાને જ્યારે કોઇ ઇંદ્રિયું પોતપોતાના વિષયને વિષે બાંધી શકે નહીં ત્યારે જાણીએ જે સર્વે દિશું જીતાણી અને યજ્ઞને શ્રીહરિજિ મહારાજ સંબંધિ જપયજ્ઞ, યોગયજ્ઞાદિક સર્વે યજ્ઞ ત્યારે પણ સંપૂર્ણ થયા કેવાય એવી રીત્યે ગોમેધાદિક સર્વેયજ્ઞની રીતિ જાણવી.[2] ૬૨ અને લીંગ[3] શરીર કેમ નાશ પામે? એ પ્રશ્નઃ ઉત્તર જે સત્તારૂપ થઇને શ્રીજિનું ધ્યાન કર્યા કરે તો કાળે કરીને નાશ પામી જાય છે ને જેવો જેને અભ્યાસ કર્યામાં આગ્રહ છે તેવિ તેને સિદ્ધિ વહેલી થાય છે. ને રજોગુણવાળો તો ઉત્થાન ભેળી જ ક્રિયા કરવા માંડે છે ને તમોગુણી તો અંધધંધ ક્રિયા કરે છે ને સત્વગુણી તો વિચાર્યા વિના કરે જ નહિ. ૬૩ અને સર્વે સમાન છે એમ કહે છે જેનો વિગતઃ જેમ ચિંતામણિ આગળ પારસમણી આદિક સર્વે સમાન છે ને પારસમણિ આગળ હિરા, ઝવેર, મોતિ આદિક સર્વે સમાન છે તેમ પુરૂષોત્તમ ભગવાન આગળ સર્વ અક્ષરાદિક સમાન છે ને તે અક્ષર ને તેમાં રહ્યા જે મુકત તેને આગળ મૂળ પુરૂષાદિ ને તેનિ આગળ પ્રધાન પુરૂષાદિક ને તેને આગળ વૈરાટ પુરૂષાદિક અને તેની આગળ બ્રહ્માદિક એમ. એક એકની આગળ બીજા સર્વે સમાન છે એવી રીતે બહુ વાત કરી. ૬૪ અને ઉત્તમ[4]

---

૧ બિક જણાય તેનું કારણ કે શ્રીહરિને સર્વના નિયંતા, કર્ત્તા, અને પ્રેરક જાણ્યા નથી. * મહારાજની વાત કહે છે. આ વાતો લખનાર સદ્૦ શ્યામળા ચૈતન્યાનંદસ્વામીએ પોતાના માટે જ લખેલી તેથી વાકય રચના ઉપર ધ્યાન આપવું યોગ્ય લાગ્યું નથી છતાં તે સદ્‌ગુરૂએ આ અક્ષર સ્વરૂપ સ્વામીની વાતો ટાંકી લીધી એ મહદ્ ઉપકારનું કામ કર્યું છે. ૨ **सर्वं आत्मवशं सुखं** સરખાવો. ૩ કારણ સરીર ટાળવામાં મુશ્કેલી ઘણી છે. ૪. ઉત્તમ મુમુક્ષુ ભગવાન તણા તેમના સંત તુરત ઓળખે છે. શ્રીજી છતાં ઘણાં મુમુક્ષોએ દર્શન માત્રથી જ તેમનો આશ્રય કર્યો હોય છે. આમાં

મુમુક્ષુનાં લક્ષણ એ છે જે સત્પુરૂષને ઓળખી કાઢે ને તેને મન સોંપી દે ને તેમના સમાગમને અર્થે સર્વે પ્રકારનું ભિષણુ ખમે ને કોઇક ઉત્તમ વિષયને લોભાવવાનું કરે તોપણુ ન લોભાય ને ધર્મજ્ઞાનાદિક સાધન ને દેશ-કાલાદિકના વિષમપણાએ કરીને પણ મુકે નહિ ને આત્મા અનાત્માનો વિચાર કર્યા કરે ને સર્વ શાસ્ત્રનું એજ સિદ્ધાંત છે જે સત્તારૂપ થઇને શ્રી હરિજિનુ ધ્યાન કરવું એમને એમ અનેક જન્મ સુધી કર્યા કરે ત્યારે કારણ શરીર નાશ પામે છે. ૬૫ શ્રી હરિજિનું ભજન સ્મરણ કેમ કરવું એ પ્રશ્ન. તેનો ઉત્તર જે અક્ષર ને અક્ષરના મુક્ત છે તે તો અક્ષરરૂપ થઇને ભજન કરે છે જે શ્વેતદ્વિપના મુક્ત છ તે તો સત્તારૂપે રહીને કારણ-રૂપને ટાળતા કથા ભજન કરે છે ને બદ્રિકાશ્રમના મુક્ત તો સત્તારૂપે રહીને સ્થૂલ સૂક્ષ્મને ટાળતા થકા ભજન કરે છે ને આપણે સર્વે તો સ્થૂલભાવે વર્ત્તતા થકા ભજન કરીએ છીએ. તેમાં પણ કેટલાક તો અક્ષરભાવે વર્ત્તે છે ને સર્વે કરતાં અનુવૃત્તિમાં રહેવું કઠણ જણાય છે કારણ કે બીજાનાં મનગમતાં પ્રમાણે વર્તવું માટે સ્વરૂપમાં રહેવા કરતાં પણ[2] એ કઠીણ છે. ૬૬ અને બુદ્ધિમાન ને એકાંતિક ધર્મ સમજાય તો ખરો પણ પોતાનાં જે નાના પ્રકારનાં બિઆં[5] છે તેને મુકી ન શકે અને સત્પુરૂષની અનુવૃત્તિમાં પણ રહી શકે નહિ એ ખોટ બુદ્ધિમાનને વિષે પણ જણાય છે. અને મૂઢ ભક્તને વિષે શ્રદ્ધા તો હોય પણ સમજી શકે નહિ એ ખોટ છે ને શ્રી હરિજિના સ્વરૂપને સર્વે સ્થાનકને વિષે પ્રકાશમાન જોવું ને કયારેક વિજ્ઞાન-દાસને[6] શ્રીજી મહારાજે સમાધિમાં કહ્યું જે તારે તો કુંઠિત વાસના છે. ત્યારે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું જે મારૂં પુછો ત્યારે તેણે પુછ્યું: ત્યારે શ્રીજીએ કહ્યું જે એની તો નિર્મૂળ વાસના છે. ત્યારે ફરીને પુછાવ્યું ત્યારે

---

બહુ સૂક્ષ્મ બુદ્ધિની અને પૂર્વ જન્મના સંસ્કારની જરૂર પડે છે. ૨ અનુ-વૃત્તિ એટલે શ્રીજીની મરજી પ્રમાણે વર્તવું તે. આત્મ સત્તારૂપે અગર અક્ષરરૂપે રહીને ભજન કરવા કરતાં પણ અનુવૃત્તિ અતિ કઠીણ છે. ૫ બીબાં એટલે સ્વભાવ. ૬ આ સંતનું પૂર્વાશ્રમનું નામ તના ભગત હતું. તેમને સમાધિ થતી અને ગોપાળાનંદ સ્વામી માંદા થયા અને ૨૮ દિવ-સના અપવાસ થયા ત્યારે તેમણે સમાધિમાં અક્ષર ધામમાં જઇને શ્રીજીને પુછ્યુ હતું. કુંઠિત થયેલી વાસના પછી ઉદય થવાનો સંભવ રહે છે, જ્યારે જડમુળથી ઉખડી ગયેલી એવી નિર્મૂળ વાસના ફરી ઉદય થતી નથી. અક્ષર સ્વરૂપ ગોપાળાનંદ સ્વામીમાં વાસનાનું મૂળ હોય જ શા રીતે ?

પણ એમ જ કહ્યું. ૬૭ અને વિશલ્યકરણીના[૭] વચનામૃતની વાર્તા કરતા ત્યારે પુછ્યું જે અહંમમત્વ કેમ ટળે? ઉત્તરઃ જે દેહને વિષે જેવી આત્મબુદ્ધિ છે અને અસાધારણ હેત છે તેમ જ શ્રી હરિજિ મહારાજ અને સત્પુરૂષને વિષે એ બેય વાત હોય તો અહંમમત્વ ટળી જાય. અને જ્ઞાનિનું અને અજ્ઞાનિનું લક્ષણ સંક્ષેપે કરીને કહીએ છીએ ને જ્ઞાનિ ભકત પ્રવૃત્તિ માર્ગમાં શ્રીજીની આજ્ઞાએ કરીને પ્રવર્ત્યા હોય પણ શ્રી હરિજિની કથા વાર્તા કીર્ત્તન ભક્તિ તથા આત્મા અને અનાત્માનો વિવેક કર્યા વિના રહી શકે નહિ ને જ્ઞાની ભક્ત ન થયો હોય તો પ્રવૃત્તિ માર્ગમાં અતિશે જોડાઈ જાય ને ભજન સ્મરણ યથાર્થ થાય નહિ. ૬૯ અને ત્રણ પ્રકારના પ્રલયમાં[૮] કેવી રીતે વર્ત્તે તો ન જોડાય એ પ્રશ્ન. ઉત્તર જે એક તો શ્રી હરિજિ મહારાજનું ધ્યાન ને બિજું તેમના જન્મ કર્મનું દિવ્યપણું યથાર્થ જાણવું ને ત્રીજું આત્મ સત્તારૂપે વર્તવુ એ ત્રણનુ અનુસંધાન નિરંતર રહ્યાં કરે તો ન જોડાય ૭૦ ને કોઇકને હેત હોય ને વિશ્વાસ ન હોય ને કોઇકને વિશ્વાસ હોય ને હેત ન હોય એમ વાર્તા કરી ત્યારે કોઇકે કહ્યું કે એ બેની સમજણમાં શી ખોટ હશે? ઉત્તર જે વિશ્વાસીને પંચ વિષયમાં રાગ છે એટલે હેત થતું નથી ને હેતવાળાને એ ખોટ છે જે સત્પુરૂષની મોટયપ યથાર્થ જણાતી નથી એટલે વિશ્વાસ આવતો નથી. ૭૧ દેહને દેહના સંબંધીને વિષે જીવને અતિશે હેત રહે છે ને આ મનોહરદાસને[૯] આપણે સર્વે રાંકની પેઠે તગડીને કાઢીયે છીએ પણ જો આપણો સંબંધી રાંક થઇને આવ્યો હોય તો તે ઉપર દયા આવી જાય ને કોઈ કાઢી મુકે તો અને અન્ન ન દે તો તે સંતનો પણ અવગુણ આવે તે ઉપર પરાંતિજના ગોવિંદરામને+ દેહને દેહના સંબંધીમાં હેત હતું તેના દૃષ્ટાંતે કરીને વાર્ત્તા બહુ કહી. ૭૨ અને એવું જે સંબંધીમાં દૃઢ હેત તે કેમ ટળે? એ પ્રશ્ન. ઉત્તર જે વૈરાગ્ય સાથે આત્મજ્ઞાન નથી અને મહાત્મ્ય સાથે શ્રીજીનું જ્ઞાન નથી માટે નાતજાતને વિષે તથા દેહને દેહના સંબંધોને વિષે આસક્ત છે તે તો સમુદ્રની પેઠે

---

૭ આત્મબુદ્ધિ એ વિશલ્યકરણી ઔષધી કહી. વિષયોરૂપી શલ્ય વાગ્યાં હોય તેને કાઢવા માટે સંત તથા શ્રીહરિને વિષે આત્મબુદ્ધિનો જ ખરો ઉપાય છે. ૮ નિત્ય, નિમિત્ત અને પ્રાકૃત એ ત્રણ પ્રલય. એટલે મનુષ્ય લોકનો, સત્યલોક સુધી અને પ્રકૃતિ સુધીના લોકનો નાશ. ૯ મનોહરદાસને કાઢી મુકે પણ પોતાનો સંબંધી હોય તો સરભરા કરે એ દેહાભિમાન અને સગાનું હેત કહેવાય. + ગોવિંદરામ પ્રાંતિજના બ્રાહ્મણ હોઈ એકાંતિક ભક્ત હતા. તેમના બે પૌત્રો હાલ હયાત છે. તેમનું મકાન પ્રસાદીનું છે.

અંતરમાં ભરી છે ને સત્સંગ તો સમુદ્રની લહેરની પેઠે છે માટે અંતઃકરણને વિષે શ્રીજી મહારાજનો મહિમા ધારવો ને તેમની મરજી પ્રમાણે વર્તવું ને અતિશે દયાળુપણું, ને અતિશે વાત્સલ્યપણું, ને અનવધીકાતિશય, જ્ઞાન, બલ, ઐશ્વર્ય, શક્તિ, તેજ એ આદિક અસંખ્યાત કલ્યાણ ગુણ તથા નિરવદ્ય નિરંજન ને નિર્વિકારપણું ને અનવધીકાતિશય, સૌકુમાર્ય, લાવણ્ય, યૌવનાદિ અનંત ગુણગણ એ સર્વ ગુણનું નિધિ એવું જે ભગવાનનું સ્વરૂપ તથા ભગવાનનાં સ્વભાવ ગુણ ને વિભૂતિ એ સર્વને અંતઃકરણને વિષે નિરંતર ધારવાં ને મોટા પુરૂષની મરજી પ્રમાણે વર્તવાપણું ને ક્ષેત્રક્ષેત્રજ્ઞના વિભાગની સમજણ[1] એ સર્વ જીવને વિષે અવ્યક્તપણે નામરૂપની પેઠે ખુંતી રહ્યાં હોય તો જ્યારે સંભારે ત્યારે તદ્રુપ થઈ જવાય એવું જો વર્તતુ હોય તો દેહ ને દેહનાં સંબંધીને વિષેનો સ્નેહરૂપી સમુદ્ર નાશ થઈ જાય છે અને શ્રીજીને વિષે પ્રીતિરૂપ સમુદ્ર વૃદ્ધિ પામે છે. ૭૩ મુક્તાનંદ સ્વામીને મહારાજ વઢીને ક્યારે પણ પ્રસાદીના થાળ કે વસ્ત્ર દેતા નહિ સહેજે તો દાટી પ્રસાદી આપતા ને વસ્ત્ર પણ ઘણીવાર આપતા ને બીજાને તો વઢે ત્યારે પ્રસાદી તથા વસ્ત્ર દીધા વિના રહે જ નહિ તે મુક્તાનંદ સ્વામીને મુઝવણ થાતી નહિ તે કેમ સમજતા જે મુઝવણજ આવતી નહિ ? એ પ્રશ્ન. ઉત્તર જે પોતાને ત્રણ શરીરને ત્રણ ગુણ તે થકી રહિત સમઝતા ને શ્રીજી મહારાજના મોટપ ને માન અતિશેપણે સમજતા ને તેમ જ વર્તતા ને હિતકારી પણ અતિશે જાણતા. તેણે કરીને મુઝવણ આવતી નહિ. ૭૪ ને શ્રીજી મહારાજને પુરૂષોત્તમ સમજીએ છીએ તેનો ઠરાવ કરવો ને સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ને મહાત્મ્ય સહિત ભક્તિ તેનો પણ ઠેરાવ કરવો ને સત્પુરૂષને ગુરૂ જેવા માનવા તેનો પણ નિર્ધાર કરવો ને નિર્ધાર કર્યા વિના દેશકાળાદિકે કરીને એક સ્થિતિ રહેતી નથી ને શ્રીજીના ભક્તની સેવા ચાકરી નમસ્કાર ને પૂજાદિક જે જે કરવાં તેનો પણ ઠરાવ કરવો ને એમ કર્યા વિના તો શ્રી હરિજીને અર્થે યજ્ઞાદિક[2] કરતા હોઈએ તે બીજા દેવને અર્થે પણ થઈ જાય તે સારૂ દઢ

---

૧ ક્ષેત્ર એટલે દેહ અને ક્ષેત્રજ્ઞ એટલે જીવ એ બન્ને જુદા છે એવી રીતે સાંખ્ય વિચારે કરીને પકવ સમજણ કરી હોય તેમ જ ક્ષેત્ર જે આત્મા અને ક્ષેત્રજ્ઞ જે પરમાત્મા તે બન્નેનાં સ્વરૂપો સમજીને પરમાત્માના કલ્યાણમય ગુણો સમજીને જે યોગનું જ્ઞાન સિદ્ધ કરેલું હોય તો એટલે કે તેવું જ્ઞાન જીવમાં ઉતરેલું હોય તો જ્યારે સંભારે ત્યારે સાંભરે. જેમ આપણું નામ તથા રૂપ સંભારતાં જ સાંભરે છે તેમ. ૨ જપયજ્ઞ, તપયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ.

ઠરાવ કરીને કરવું એ વાર્તાનો તલતુંબડીની[3] પેઠે શ્રદ્ધા શ્રોતા અતિશે શ્રવણ મનનાદિકે કરીને અભ્યાસ કર્યા કરે તો સાક્ષાત્કાર થાય એમ વાર્તા બહુ કરી. ૭૫ એક હરિભક્ત તો સત્સંગ સંબંધી ભિષણ બહુ ખમે છે ને એક નથી ખમી શકતો તો એમાં શો ગુણ દોષ હશે? એ પ્રશ્ન. ઉત્તરઃ ભિષણ[4] ખમતો નથી તેમાં તો એ દોષ છે જે શ્રીજી મહારાજનો ને મોટા સંતનો મહિમા સમજાતો નથી ને શ્રદ્ધા પણ અલ્પ છે ને દેહાભિમાન બહુ છે માટે જીવને વિષે સત્સંગ પેસતો નથી. એટલે વૃદ્ધિ પણ પામતો નથી. ને ભીષણને ખમતો નથી એમ બહુ વાર્તા કરી. ૭૬ ને સ્થાનક દેહ ઇન્દ્રિયુ ને અંતઃકરણ એમને વિષે જીવને પંચવિષય સંબંધી રાગ રહ્યાછે તે રાગને મુમુક્ષને ઓળખવા જે મારે રાગ ક્યિે ઠેકાણે રહ્યો છે? તે રાગને ટાળવા સારૂ મુમુક્ષુને આત્મસત્તારૂપે વર્તવું તે વર્તવાની રીત જે ત્રણ્ય ગુણની ત્રણ અવસ્થા છે તે થકી હું રહીત છું એમ વરતવું ને ઇંદ્રિયુનિ ક્રિયા જાગૃત અવસ્થાની છે ને મનની ક્રિયા જે સંકલ્પ વિકલ્પ તે સ્વપ્નાવસ્થા સંબંધી છે, લય તે સુષુપ્તિ સંબંધી છે, એમ જાણીને એ સર્વેથી રહિત સત્તારૂપે વર્તવું તે આત્મ સત્તારૂપે વર્તન કેવાય એમ બહુ વાર્તા કરી. ૭૭ નિર્ગુણ સગુણપાણું સંતમાં કેમ સમજવું એ પ્રશ્ન. ઉત્તરઃ જે અક્ષરરૂપે જે સંત વર્તતા હોય તે વર્તન નિર્ગુણ કહેવાય ને એમ ન હોય તો સગુણ[1] વર્તન કહેવાય છે. જે સત્સંગી ધર્મને વિષે દૃઢ વર્તતો હોયને શ્રી હરિની મરજીને જાણતો હોય ને સત્પુરૂષને ઓળખતો હોય તે પાકો સત્સંગી કહેવાય. ૭૮ ચાર પ્રકારના માંદાની વિગત જે એક તો દેહે કરીને માંદો ને બીજો મને કરીને માંદો ને ત્રીજો તો દેહે કરીને ને મને કરીને ને ચોથો તો સાજો માંદો એ ચાર પ્રકારે માંદાની વાતા તો સોનાના[2] વાટકાને ઠેકાણે દેહે માંદા, કાચના વાટકાને ઠેકાણે બીજા ત્રણ

---

૩ તલતુંબડી ન્યાય એટલે કે અગાઉ અભ્યાસ કરનાર પોતે એક તુંબડીમાં તલ ભરીને એકેક તલ, દરેક પાઠ પુરો થતાં, બહાર કાઢતા અને એ પ્રમાણે જેટલા તલના દાણા હોય તેટલી વખત પાઠ કરતા અને વળી પાછા બધા તલ બહાર નીકળી રહે એટલે ફરીથી તે તુંબડીમાં ભરીને પાછા તલની સંખ્યા પ્રમાણે પાઠ કરતા. આને તલતુંબડી ન્યાય કહે છે. ૪ કારહો અથવા સંકટ.

૧ આ લોકમાં સારૂ દેખાડવા સંપ્રદાયની શૈલી પ્રમાણે વર્તવું તે સગુણ વર્તન. શ્રીજીને રાજી રાખવાને વર્તવું તે નિર્ગુણ વર્તન.

૨ સોનાના વાડકાને કાંઈ પણ આંચ આવતી નથી. કાચના વાડકા

માંદા. તેને જાળવવા પડે. તેનં દૃષ્ટાંતે કરીને વારતા બહુ કરી ને તે જે દેહે જ કેવળ માંદા છે તે તો સાજા જેવાજ જણાય ને બીજા ત્રણ્યને તો મંદવાડ લાંબો ખરો. ૭૯ ચાર પ્રકારની અનુવૃત્તિએ કરીને તો અતિશે મોટા થવાય છે તેની વિગતઃ પ્રથમ તો હરિભક્તની અનુવૃત્તિમાં વર્તે તો સત્સંગી થાય છે; તે કેડે સંતની અનુવૃત્તિ રાખે તો સાધુ થાય; તે કેડે એકાંતિકની અનુવૃત્તિમાં વર્તે વા એકાંતિક થાય ને તે પછી શ્રીજી મહારાજની અનુવૃત્તિમાં દેશકાળાદિકે કરીને જો મોટા પુરૂષને વિષે અસદ્ બુદ્ધિ થઈ જાય છે તો અસુરભાવને પણ પામી જાય. માટે જ્ઞાનાંશનો અભ્યાસ પ્રમાદ મુકી દઇને કરવો અને અતિશે બીક રાખીને વર્તવું ને નિર્ભય ન થાવું એ રીતે બહુ વાર્તા કરી. ૮૦ નારાયણ બ્રહ્મચારીનું પ્રશ્ન જે એકને મોટા સંતનો જોગ થતો નથ. અને એકને તો મોટાનો જોગ કર્યામાં બહુ બીએ છે એ બેયને શું કારણ હશે? ઉત્તર જે મુમુક્ષુને મોટાનો જોગ નથી થાતો તેને તો આ જન્મને વિષે અથવા બીજા જન્મને વિષે મોટાઓની ક્રિયામાં અરૂચિ છે એ જ કારણ જણાય છે ને જે મોટાનો જોગ કર્યામાં બ્હીએ છે તે તો ધર્મમાં શિથલ છે માટે બ્હીએ છે. ૮૧ વાચકુટનાં પ્રશ્ન તેની વિગત. વાચકુટ તે શું તે ઉપરથી અર્થ જણાતા હોય તેથી બીજી રીતનો અર્થ જેમાં રહ્યો હોય એવું વચન કેવું તે વાચકુટ જાણવું. તે ઉપર વાત કરી કે ધર્મદેવ જે તે અધર્મના સર્ગને દોરડામાં નાખીને તાણે છે ને કલંગી દેવ જે તે ચારે કોરથી મારી મારીને અધર્મના લશ્કરને દોરડાં ગલાઉને વિષે બંધાવે છે ને નારાયણ ચક્ર જે તે ચારે પાસેથી બાળે છે તેને જોઇને ધર્મદેવ અતિ દયાળુ છે માટે એમને વળી દયા આવે છે એ પ્રશ્નઃ ઉત્તર જે ધર્મદેવને ઠેકાણે તો આચાર્યજી મહારાજ છે ને અધર્મના સર્ગને ઠેકાણે તો જે ધર્મમાં જથાર્થ નથી વર્તતા એવા ત્યાગી તથા ગૃહસ્થ છે ને કલંગીવાળાને ઠેકાણે તો જે શ્રી હરિજિના ભક્ત ધર્મમાં જથાર્થ વર્તે છે ને બહુ બુદ્ધિવાળા છે તે છે. ને નારાયણ મુનિના ચક્રને ઠેકાણે તો તેમનાં વચન જે શિક્ષાપત્રી, ધર્મામૃત, વચનામૃત ને નિસ્કામ શુદ્ધિ તે છે એ ચારે કોરેથી બાળે છે. તે શું તો જે ધર્મને વિષે મોળો વર્તે છે તેને સચ્છાસ્ત્ર શ્રીજી, તથા સંત સર્વે ઠપકા દે છે એટલે કરીને નિરંતર બળ્યાં કરે છે ને સુખીઓ રહેતો

---

ભાંગી જતાં વાર ન લાગે તેમ દેહનો મંદવાડ તો તુરત જાય પણ મનનો મંદવાડ જતો નથી.

નથી એ રીતે વાર્તા બહુ કરી. ૮૨ અને કાળના માનની વાર્તા કરી જે આ લોકને વિષે તો સૂર્યે કરીને કાળનું માન છે, (ને બ્રહ્મપુરને વિષે તો શ્રીજી મહારાજને* શયને કરીને રાત્રી કહેવાય છે ને જાગવે કરીને દિવસ કહેવાય છે એમ રીત છે) ને શ્રીજી મહારાજના ભજનને પ્રતાપે કરીને મારા અંતઃકરણ સામું જોવાને પુરૂષ પણ સમર્થ નથી ને એમાં પ્રવેશ કરેછે તેથી જાણીએ છીએ કે તેમાં પુરૂષોત્તમનું આવિર્ભાવપણું છે, ને આ રામચંદ્ર છે ને આ શ્રીકૃષ્ણ છે. સનકાદિક જે ને ત્યાગી છે ને નિષ્કામાદિક ધર્મને વિષે અતિકુશળ છે તો પણ વૈરાજ ભેગા કેમ લય ને ઉપજવું થાય છે એ પ્રશ્ન. ઉત્તર જે એમને વૈરાજ પુરૂષની ઉપાસના છે તેણે કરીને વારમવાર જન્મમૃત્યુ થાયછે ને મુમુક્ષુના કલ્યાણને અર્થે પ્રગટ થયા જે દત્ત કપિલજી તે શ્રેષ્ઠ જણાય છે ને એથી ઋષભદેવજી શ્રેષ્ઠ જણાય છે ને તે કરતાં શ્રી કૃષ્ણ ભગવાન તો અતિશે શ્રેષ્ઠ છે ને અતિ સમર્થ છે અને એ સંઘાથે જે જે ભાવે કરીને જે જોડાય છે તેનું કલ્યાણ થઈ જાય છે ને તે વાત તો **कामाद्भयात् स्नेहाद्वापि** એ ભાગવતના શ્લોકમાં કરી છે. અને આ.જ તો આશ્રય માત્રે કરીને કલ્યાણ થઈ જાય છે એટલે કરીને પૂરણ ન થાવું ને ધર્મ, જ્ઞાનાદિક ને પુરૂષ પ્રયત્ને કરીને શીખીને શ્રીજીના એકાંતિક ભક્ત થાવું. સત્સંગ કર્યાનું એ જ ફળ છે. ૮૪ અને શ્રી હરિ મંદિર સંબંધી કામકાજ કરતો હોય તેની ઓથ લઇને કાંઈક વધુ ઓછું વર્તાય તો શ્રીજી મહારાજ રક્ષા કરે કે ન કરે? કેમ જે એ આજ્ઞાએ કરીને કરે છે માટે, એ પ્રશ્ન. ઉત્તર જે જો એ પુરૂષ પ્રયત્ને કરીને સાવધાન વર્તતો હોય ને અજાણમાં જો આડું અવળું થઈ જાય તો રક્ષા કરે ને તેને દંડ ભોગવવો પડે એ રીતે બહુ વાર્તા કરી. ૮૫ પ્રકૃતિની ઇચ્છાએ કરીને પુરૂષનું× રૂપ છે ને પુરૂષની ઇચ્છાએ કરીને પ્રકૃતિ રૂપવાન થઈ આવે છે પણ બેયનુ મૂળ રૂપ કેવું છે? એ પ્રશ્ન. ઉત્તર જે મૂળ રૂપ તો બેયનાં

---

* શયનની વાત ક્ષેપક જણાય છે છતાં જો કોઇ અનુભવી સંત ખુલાસો કરશે તો આભારી થઇશું. સ્વામીએ રામચંદ્ર અને શ્રી કૃષ્ણ કોને ઉદ્દેશી કહ્યા તે સમજાતું નથી.

× નરણીએ કાંટો નીકળે તેમાં તલવારની જરૂર નથી. તેમ જગતની ઉત્પત્તિ માટે શ્રીજીએ માત્ર પુરૂષને જ પ્રેર્યા, કામને પ્રેર્યા અક્ષરને પ્રેર્યા પણ મુક્તોને નહિ. માટે આમાં ઇશ્વરની ઇચ્છા કારણ નથી. તેમની ઇચ્છા તો તેમને મુક્ત કરવાની જ છે. આ વાત બરાબર સમજાતી નથી.

દિવ્ય છે. ત્યારે (શું) અક્ષરના મુક્તો ને બદ્ધ જીવુંના જેવું છે? મુક્તો ના જેવું ને બદ્ધ જીવુંના જેવું પણ નથી. એ બે તો શ્રી હરિજિની શક્તિ છે માટે દિવ્ય રૂપ છે ને એમાં જે નાના પ્રકારના વિકાર જણાય છે તે તો ઇશ્વરની ઇચ્છાયે કરીને છે. ૮૬ ને શ્રીજી મહારાજનો મહિમા એમ સમજવો જે જેમ નવસો નવાણું નદીયુંનું ભેળું પુર વહેતું હોય તો લાખ મણના પાષાણાદિક સર્વે તણાઈ જાય, કોઈ ટકી શકે નહિ તેમ પુરૂષોત્તમની મોટપ એમ જાણવી જે બ્રહ્માદિક સર્વે દેવ થકિ તથા કાળાદિક થકી તથા અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા જે અનંતકોટી મુક્ત તથા અક્ષર એ સર્વે થકી મહારાજ પર વરતે છે ને એ સર્વેના પ્રેરક, પ્રવરતક ને નિયંતા છે ને જ્ઞાન ને ઐશ્વર્યના આપનારા છે ને સેવ્ય છે ને સ્વામી છે ને ભજનીય છે એવી રીતે શ્રીહરિજિનો મહીમા યથાર્થપણે સમજે અને જીવાત્માને ત્રણ દેહ ને ત્રણ અવસ્થા ને ત્રણ ગુણ ને પંચ પ્રાણ ને પંચભૂત ને પંચ વિષય તથા ચાર અંતઃકરણ દશ ઇન્દ્રિયું તથા ચૌદ દેવતા એ જે સર્વે માયાનું ટોળું તે થકી અતિ વિલક્ષણ ને પૃથક જાણીને જીવ સત્તાને અક્ષર સાથે મનન દ્વારાએ કરીને નિરંતર જોડયા કરે તો સંકલ્પ વિકલ્પ કાંઈ ટકી શકે નહિ. સર્વે સમાઈ જાય ૮૭ ને શ્રી હરિજિની જે ક્રિયાશક્તિ, કર્મશક્તિ ને જ્ઞાનશક્તિ એમાં કઈ સરસ છે ત્યારે સંતે કહ્યું જે જ્ઞાન શક્તિ સરસ છે. ત્યારે શ્રીજીએ કહ્યું જે જે સમે જે શક્તિ કામમાં આવે તે શક્તિ સરસ છે.૮૮ મોટા સંતને મંદવાડ કેમ નડે છે? ત્યારે કહ્યું જે ઇશ્વર જાણે જે એમને વિષે કોઈ જાતની ખોટ નથી ને લગારેક દેહાભિમાન ટળી જાય છે તે સારૂ ઇશ્વર મંદવાડ આપે છે. ૮૯ બે સરખા હરિભક્ત હોય તેમાં એક તો પોતાનુંજ કાર્ય કરે ને બીજો તો બહુ મનુષ્યને સમાસ કરે તેમાં સરસ કીયો છે? તો જે બહુ મનુષ્યને સમાસ કરે તે જ સરસ છે ને તે સંત જે તે સ્વભાવને ટાળવા સારૂ લાગતાં વેણ કહે તોપણ હિતકારી જ માંનવું ને સંત ભેળા ભળવું ને સ્વભાવ ભેળે તો ભળવુંજ નહિ, એવી રીતે વાર્તા કરી. ૯૧ અને મુમુક્ષુને એમ સમજવું જે હું પોતાને પાપે કરીને માંદો પડયો છું ને વળી દેહને અર્થે જે નાશવંત ને અતિ તુછ એવા જે પંચ વિષય તે સારૂ હરિ ભક્તનો તથા સંતના અવગુણ રૂપ પાપ કરૂં છું તેને હું કયાં છુટીશ એમ સમજીને કોઇનો અવગુણ ન લેવો ૯૨ ને ફળમૂળાદિકને વિષે ને વગડા ને સમાગદિકને વિષે ને બાજરા, ઘઉં, ચોખાદિક કાચા દાણા ને લોટ ને ઘી, ગોળ મિશ્રિત અન્ન એ સર્વેને વિષે એક એકથી અધિક

અધિક ધુમાડો ને પ્રમાદ[1] રહ્યો છે. ૯૩ અને જીવ કીયે ઠેકાણે રહે છે? સુષુમણા નાડીમાં રહે છે? એ તો મુક્તની નાડી છે ને જીવની દષ્ટિ દશ્ય સામી રહેછે. માટે બદ્ધ રહેછે તેને પતંગીયાને[2] દષ્ટાંતે કરીને શ્રીજીએ બહુ વાત કરી. ૯૪ અને પરમેશ્વરની આગન્યાંને વિષે બ્રહ્માદિક તથા ઇંદ્રાદિક દેવ કેમ વર્તે છે? જેમ અંગ્રેજની આજ્ઞામાં મેતા મુછંદી વર્તે છે તેમ. ૯૫ અને મહાપુરૂષને રહ્યાનાં સ્થાનક શાનાં છે? પંચ ભુતનાં છે. તે સમે પંચભૂત ક્યાંથી થયાં? જેમ મૂરતિમાન અગ્નિદેવમાં જ્વાળા રહેલ છે તેમ પંચભૂત એમ રહેલ છે. ૯૬ જીવ તો માયાને વિષે જ સદા વર્તે છે તથા મલીન સત્વ, રજ, ને તમ તેણે યુક્ત છે ને ઇચ્છા સહિત છે ને શ્રી હરિ મહારાજ તો પ્રથમ સત્યુગને વિષે સત્વગુણમય શરીરને આપે છે તે પછે જેવું જેવું કર્મ કરતો જાય છે તેવા તેવા દેહને પાંમતો જાય છે ને સત્સંગે કરીને શ્રીજી મહારાજની જેમ મોટયપ જાણતો જાય તેમ વિશ્વાસ પણ આવતો જાય છે તેમ તેમ શુદ્ધ ને પ્રકાશવાન્ થાતાં જાય છે એવી રીતે બહુ વાર્તા કરી. ૯૭ પંચ વિષયને વિષે દોષ દેખાડીને દુખરૂપપણાની ને અસત્યપણાની વાર્તા કરવી તે પણ સત્પુરૂષની સાખ્ય લાવીને કરવી ને જેને શ્રી હરિજિનો મહિમા સમજાય છે તેની તો આવી સ્થિતિ થાય છે. જેમ વૈકુંઠનાથના માહાત્મ્યે કરીને સનકાદિકનું[3] ચિત્ત ને તનુ તે ક્ષોભને પામી ગયું કેતાં અક્ષરસ્થિતિમાંથી બાહેર નીસરી જવાણું. ખબર રહી નહિ. જેમ રાંકને ઇંદ્રપદવી આવે તેને જેમ આશ્ચર્ય થાય છે એમ વરતાય ત્યારે જાણીયે જે મહિમા સમજાણો. એ રીત્યે પથાભાઇ ગરાસીયાનો દીકરો જે બ્રાહ્મણ તેને દષ્ટાંતે કરીને બહુ વાત કરી. ૯૮ અને ગુણાતિતાનંદ સ્વા-

---

૧ સાદા ખોરાક કરતાં ભારે અને મિષ્ટ ખોરાક ખાવાથી પ્રમાદ વધારે થાય છે તેમજ તે રાંધવામાં પણ ધુમાડો વધારે કરવો પડે છે.

૨ મતલબકે જીવને માયાના રૂપનો મોહ છે જેમ પતંગીયાને દિવાના રૂપમાં મોહ છે તેમ તેથી બદ્ધ રહે છે.

૩ સનકાદિકને એવો વૈરાગ્ય થયો કે તેમનો દેહ પાંચ વર્ષના બાળક જેવડોજ રહ્યો. મતલબકે તેમનો આત્મા નિરવયવ હતો તે પિંડ બ્રહ્માંડથી જુદો ન પડી શક્યો.

મિએ સ્વમાની વાત કરી જે શ્રીજી મહારાજે એકાંતિકમાં ભેદ દેખાડયો ને કયું જે એવા તો આ સમે એટલા[4] છે બિજો એવો કોઇ નથી. ૯૯ અને સમૈયામાં જઇને સત્પુરૂષની સોબત કરીને કમાણી કરવી ને તેને વધારવી ને કોઇક તો વધારે છે ને કોઇક તો ઘટાડી પણ દે છે ને કેટલાક તો બરાબર પણ રાખે છે. તે એને શી કમાણી જે શ્રી હરિજિ મહારાજને વિષે મહાત્મે જુક્ત ને ધર્માદિક અંગ સહિત ભક્તિ કરવી ને તેને વધારવી તે મહત્પુરૂષના સંગે કરીને શિખવું એ કમાણી સમૈયામાં કરવી એમ બહુ વાર્તા કરી. ૧૦૦ અને પાડરૂ (વાછડું) ના દ્રષ્ટાંતે કરીને વાત કરી જે સદ્રૂચિનો અભ્યાસ સત્પુરૂષના સંગે કરીને નિરંતર કર્યા કરે તો સદ્વાસના વૃદ્ધિને[5] પામે છે એમ વાર્તા બહુ કરી. ૧૦૧ અને ગાયને જેમ દશ વિશ મનુષ્યે માનીને વાઘ કર્યો તે દ્રષ્ટાંતે કરીને સ્વભાવના[6] અસત્યપણાની વાત કરી જે અતિ નિર્બળ ને કાયર ને ઇશ્વરના બળ પરાક્રમને ન જાણતા એવા જે અજ્ઞાનિ મનુષ્ય તેમણે સ્વભાવનું બળ વખાણ્યુ છે ને શ્રીજીના એકાંતિક ભક્ત છે તેની આગળ અતિતુચ્છ અતિ રાંક છે. ૧૦૨ અને ટિટોડીના[7] દ્રષ્ટાંતે કરીને પુરૂષપ્રયત્નની વાર્તા કરી જે જો એ મંડી તો ગરૂડે સાહાય કરી તેમ જીવ સાચો થઇને એકાંતિક થવાને અર્થે સાધન શિખે તો શ્રીજી તથા તેમના સંત સહાય કરે એવી રીત્યે વાર્તા બહુ કરી. ૧૦૩ અને બે પ્રકારની બુટિની વાર્તા કરી જે એક બુટિ તો ત્રાંબાદિકને સોનું કરી નાંખે છે તેમ બુદ્ધિમાન મંતને સંગનું કારણ તો સંગ:સંગજ છે એમ વાર્તા બહુ કરી. ૧૦૪ અને જીવને પંચ વિષય સંબંધી સુખ તે નવાં જ રહે છે ને પરમેશ્વરની જે ભક્તિ કરવી ને મહિમા શિખવો તથા શ્રીજી મહારાજનાં જે એકાંતિક સાધુ છે તેમનો મહિમા સમઝવો તથા ધર્મજ્ઞાનાદિક સમજવું એ સરવે જુનું થઈ જાય

---

૪ ગોપાળાનંદ સ્વામી. ૫ વાછડું જેમ ગાયથી દુધપાન કરવાનો અભ્યાસ રાખે છે તેમ.

૬ બાળપણમાં માબાપે, વિદ્યાગુરૂએ અને દીક્ષાગુરૂએ ખોટા શબ્દોને સાચા કહી બતાવ્યા છે તેમ.

૭ ટીટોડીનાં બચ્ચાં સમુદ્રના કીનારે હતાં તે સમુદ્રના જળથી ધસડાઇ ગયાં, તેથી ટીટોડીએ વૈર લેવા માટે ચાંચવડે સમુદ્રનું જળ ખાલી કરવા માંડયું તેને માટે ગરૂડજીને દયા આવતાં તેમણે સહાય કરીને આંખરે સમુદ્રે બચ્ચાં કાઢી આપ્યાં, એમ પુરૂષ પ્રયત્ન અતિ બળવાન્ છે.

છે. એનું કારણ એ છે જે શ્રીજી મહારાજનો મહિમા સમજાણો નથી માટે શ્રદ્ધા અતિ મંદ રહે છે તે સારૂ સત્પુરૂષોનો સંગ કરીને મહિમા શિખવો એમ વાર્તા બહુ કરી. ૧૦૫ અને અખંડાનંદ સ્વામીની પેઠે મોટમના થાવું પણ વાત વાતમાં મુંઝાવું નહિ અને અખંડાનંદ સ્વામીને માથે નિષ્કામી વર્તમાનમાં ચુક્યાનો અપવાદ એક સાધુએ નાંખ્યો ત્યારે તેમણે કહ્યું જે "ખોટા કયું બોલતે હો !" પણ તેનો શોક કે ઉદ્વેગ લગાર પણ થયો નહિ, એ મોટમનાનું લક્ષણ છે. એ શું કહ્યું ? તો પંચ-વિષયની ઉપેક્ષા રાખ્યાની જુક્તિ કહી. ને ક્ષમા જે તે સમર્થ અસમર્થ સર્વેને રાખવી તે સમર્થને શોભા છે ને અસમર્થને સુખકારી છે તેણે કરીને નિર્માની વર્તમાન દઢપણે પાળવાનું કહ્યું એમ વાર્તા બહુ કરી. ૧૦૬ અને ત્રણ પ્રકારના બુદ્ધિમાનની વાર્તા કરી જે એક બુદ્ધિ તો હજારૂના બંધન કાપી નાંખે ને ખાનપાનાદિક સનમાનને વિષે બંધાય નહી ને બીજો તો ઘણાકનો સમાસ કરે પણ પંડે તો સન્માનાદિકે કરીને બંધાઈ જાય ને ત્રીજો તો પોતાનો માંડ માંડ સમાસ કરે એવી રીત્યે સત્વ, રજ અને તમોગુણમય બુદ્ધિના ભેદ કહ્યા ને પાંચ પ્રકારના મનુષ્ય સંસારને ત્યાગે છે. તેમાં એક તો નિર્ધન, બીજો આળગુ અને ત્રીજો કૃતઘ્ની ને ચોથો તે વિચારવાન ને પાંચમો બાળક. તે તો જેવો સંગ મળે તેવો થાય છે. ને અલ્પ બુદ્ધિમાનનો સંગ મળે તો ડોળિયો થૈ જાય છે. જેમ બાળકને જેવી ગળથુથી પાય તેવો થાય છે તેને ઠેકાણે સંગ છે. ૧૦૭ **यादृशैः सन्नो विशते या दृशांश्चोपसेवते**[८] એમ વિદુરનીતિમાં કહ્યું છે અને મું[૯] સામું જોઇ અતિશે દયાયે કરીને વાત કરી જે એક અણુમાત્ર પણ પ્રીતિ માઇક પંચ વિષયને વિષે રાખશો માં અને એ કલ્યાણના માર્ગમાં વિઘ્ન કરનારી છે. ૧૦૮ અને વૈરાગ્ય ને મહાપુરૂષાદિક જે તે મૂરતિનો મહિમા તો સમજે છે ને માયા સાથે કેમ જોડાય છે ? એ પ્રશ્નનો ઉત્તર જે એ ઐશ્વર્યાર્થી ભક્ત છે તે સારૂ જોડાય છે ને જ્ઞાની ભક્ત હોય તો ન જોડાય તે માટે જ્ઞાનીને જગતમાં શ્રીકૃષ્ણ ભગવાને શ્રેષ્ઠ કહ્યો છે ને તે ભક્ત જેમ શ્રીજીને ભજે છે તેમ શ્રીજી પણ એને ભજે છે એમ મહારાજે વાર્તા કરી. ૧૦૯ અને ભજન સ્મરણ જે કરતો હોય તેને અવસ્થા અને એના ગુણ ઓળખવા ઓ દેહરૂપ થઇને ભજન સ્મ-

---

૮ " જેને જેવો સંગ રંગ પણ તેવો પેસે " એ સરખાવો.

૯ એટલે કે આ વાતો લખનાર શામળા ચૈતન્યાનંદ સ્વામી સામું.

રણુ કરે તો તત્કાળ વાસનામય દેહ નાશ પામે નહિ. ને ધર્મ બે[10] પ્રકારનો હોય ને જ્ઞાન વૈરાગ્ય પણ હોય તોપણ ભક્તિ વિના સંપૂર્ણ ન કહેવાય ને એ ચાર હોય પણ શ્રીજી મહારાજની કૃપા વિના સંપૂર્ણ થાય નહિ. ૧૧૦ અને ધર્માદિકમાં જે ગુણ છે તેને પ્રથક પ્રથક કહે છે. ધર્મમાં તો એ ગુણ છે જે ધર્મને વિષે દ્રઢપણે વરતતો હોય તો તેનો પાયો સત્સંગને વિષે અચલ થાય છે ને જ્ઞાનમાં એમ ગુણ છે જે આત્મા અનાત્માના વિવેકને યથાર્થ સમઝતો હોય તો માન અપમાને કરીને ને સુખ દુઃખાદિકે કરીને દુઃખી થાય નહિ. ને વૈરાગ્યમાં તો એ ગુણ છે જે ચાર પ્રકારના[11] પ્રલયે કરીને પ્રકૃતિ પુરૂષને લઇને તૃણ પર્યન્ત કયાંઈ, શ્રીજી ને તેમના સંત વિના બીજે પ્રીતિ રહે નહિ. ને મહિમામાં એ ગુણ છે જે પુરૂષોત્તમનો મહિમા સમ્યક પ્રકારે સમઝાણો હોય તો અક્ષરથી લઇને વૈરાટ પુરૂષ પર્યન્ત કોઇની મોટ્યપ મનમાં પેસેજ નહિ ને ભક્તિમાં એ ગુણ છે જે ભક્તિને મૂરતિમાં ચોટ્યાનો સ્વભાવ છે માટે સાકાર વિના નિરાકાર ને કોઇ શાસ્ત્રે કરીને ને કોઇની વાર્તાયે કરીને પણ કોઈ કાળે પ્રતીતિ આવે જ નહિ એવી રીતે બહુ વાર્તા કરી. ૧૧૧ અને પરમેશ્વર વિના બીજા કોઇ આકાર મનમાં ધરાઇ જાય તો તેને ટાળ્યાની જુક્તિ શાસ્ત્રને વિષે સત્પુરૂષે કહી છે તે શિખવી તે શું તો જે શ્રીજી મહારાજના ધ્યાન ને જાણપણા રૂપે રહીને ટાળવા[12] ને નિત્ય પ્રલયાદિકે કરીને નાશવંત અને અતિ તુચ્છ ને સ્વપ્નતુલ્ય સર્વે આકૃતિયુંને જાણવી તે ઉપર કાખના મુવાળાના વચનામૃત ને[13] પાંચ વાનાંનું નિત્યે અનુસંધાન[14] રહે છે તે બે વાંચ્યાં. ૧૧૨ અને એક ભક્ત તો પરમેશ્વરને ને જીવસત્તાને દેખે છે ને એક તો જથાર્થ જાણે છે એ બેમાં કીયો સરસ છે? એ પ્રશ્નઃ

---

૧૦ ભાગવત્ ધર્મ અને વર્ણાશ્રમ ધર્મ. ૧૧ નિત્ય, નિમિત્ત, પ્રાકૃત અને આંત્યતિક એમ ચાર પ્રકારના પ્રલય છે. ૧૨ આકારને ટાળવા.

૧૩ કાખમાં ઉગેલા વાળ જેમ બધાય સરખા તેમ જગતના બધા આકાર સરખા ગણી તેને નાશવંત જાણવા.

૧૪ આ પાંચવાનાં આ પ્રમાણે છે ૧ જરૂર મરી જાવું છે, ૨ આટલું કર્યું છે ને આટલું બાકી છે, ૩ પંચ વિષયની વાસના ટળી છે કે નથી ટળી? ૪ આને આની વાસના ટળી છે અને આને આની નથી ટળી એમ સર્વેના હૃદય સામું જોયાં કરવું. ૫ ને મનને ઉદાસી ન કરવું (જુઓ છેલ્લા પ્રકરણનું ૩૦ મું વચનામૃત)

ઉત્તર જે દેખતાં કરને તો જથાર્થ જાણે છે તે બહુ શ્રેષ્ઠ[15] છે ને એ બે હોય તો કોઈ વાતનો વાંધો જ રહે નહિ. એને જ્ઞાની ભક્ત કહેવાય. ને એમ સમજે જે આત્મા તો સૃષ્ટિને આદ્ય જન્મ્યા નથી ને અંતે નાશ પણ નહિ થાય ને મધ્યે વ્યભિચારને પણ પામતા નથી ને દેખે છે, સાંભળે છે ઇત્યાદિક જે જે ક્રિયા કરે છે તે જીવ જ કરે છે એમ દ્રષ્ટારૂપે વર્તે છે તેને કોઇ ગધેડો કહે, મીનડો કહે ઇત્યાદિક માન અપમાનને પોતાને વિષે માને નહિ, એને જ્ઞાનિ ભક્ત કહેવાય એવી રીતે બહુ વાર્તા કરી. ૧૧૩ અને આત્યંતિક પ્રલયને અંતે શ્રીજી મહારાજ અક્ષરધામને વિષે જેવા અલૌકિક પાર્ષદ ઐશ્વર્ય ને સામર્થી એ સોતા રીયા છે એવા જથાર્થ જાણે એને જ્ઞાન કહીયે અને વિજ્ઞાન જે એના એ સ્વભાવે સોતાજ મનુષ્યરૂપે થયા છે પણ તેમાં જે કામાદિક સરવે ભાવ દેખાય છે તે દિવ્ય છે એમ જથાર્થપણે સમજે તેને વિજ્ઞાન કહીયે, ત્યાં ગોપીયુંના ને બલિ-રાજાના[16] દ્રષ્ટાંતે કરીને બહુ વાર્તા કરી. ૧૧૪ અને વૈરાગ્ય ભક્તિ ને ધર્મ એમના હેતુ, સ્વરૂપ ને ફળ પ્રથક્ પ્રથક્ કહો એ પ્રશ્નઃ ઉત્તર જે ભક્તિ-નાં કારણ તો સત્શાસ્ત્રમાં જે ભક્તિ ઉપજ્યાનાં સાધન[17] કહ્યાં હોય તે છે ને શ્રીજી મહારાજને વિષે પ્રીતિ છે તે સ્વરૂપ છે અને શ્રીજી મહારાજ વશ થાય એ ફળ છે ને વૈરાગ્યનો હેતુ તો પદાર્થમાત્રને વિષે જે દોષદ્રષ્ટિ તે છે ને સ્વરૂપ તો વિષયમાત્રનો ત્યાગ કરવાની જે ઇચ્છા તે છે ને જે વિષયનો ત્યાગ કર્યો છે ને વળી મળે તો ભોગવ્યાને વિષે રાંકપણું થવાય નહિ એને ફળ કહ્યું છે. ૧૧૫ અને શ્રીહરિજિનું ને આત્માનું જે જ્ઞાન છે તેને ઉપજ્યાનું કારણ તો સત્પુરૂષ ને સત્શાસ્ત્રોનો સંગ છે ને એ બેયનિ જેમ છે તેમ સ્થિતિ પોતાની બુદ્ધિને વિષે નિરંતર રહ્યાં કરે તેને સ્વરૂપ કહે છે ને શ્રીજીને વિષે મહાત્મ્યે સહિત પ્રીતિ છે તેને ફલ કહે છે ને ધર્મ ઉપજ્યાનું કારણ તો ધર્મશાસ્ત્રનું આદરે સોતા જે શ્રવણ કરવું તે. ને નિયમ છે તે ધર્મનું સ્વરૂપ છે ને જ્ઞાન વૈરાગ્યાદિકને ધરી રહે તે ફળ છે. ૧૧૬ અને સત્સંગમાં તો અન્ન વસ્ત્ર જથા જોગ્ય મળે છે તોપણ મુંઝ-

---

૧૫ માત્ર દેખનારને તો કૃપાથી દેખાય છે પણ કૃપા ન હોય તો ન દેખાય તેમાં જ્ઞાન નથી હોતું તેથી તે ઉતરતો છે.

૧૬ ગોપીયુંએ રાસક્રીડા છતાં શ્રી કૃષ્ણને ઉર્ધ્વરેતા જાણ્યા અને જમનાજીએ માગ દીધો તે વિજ્ઞાન અને બળિને પાતાળે ચાંપ્યો ત્યારે તેણે ભગવાન જાણ્યાં તે જ્ઞાન. ૧૭ ભાગવત ધર્માદિક.

વણુ રહે છે તેનું શું કારણ છે? તે તો પંચવિષયની આસક્તિયે કરીને રહે છે ને તેનાં બિબાં* તો અનેક પ્રકારનાં છે તેને વિષે, મુંઝવણ માત્ર રહી છે માટે આસક્તિ ટાળીને સંત થાવું. તેનાં લક્ષણ મુક્તાનંદ સ્વામીનાં કીર્તનમાં કહ્યાં છે જે "સંતજન સોઈ સદા મોઇ ભાવે" એ ચાર કીર્તનનો જે ભાવ હોય તે કહો: **धर्मस्त्याज्यो न कर्हिचित्** એ શ્લોકને વિષે એ ચાર કીર્તનનો રહસ્ય છે તે કહીયે છીએ જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને માહાત્મ્યે સહિત જે શ્રીજી મહારાજની ભક્તિ કરવી ને માહાત્મ્ય જાણવાને અર્થે સાચા સંતને સેવવા એ કીર્તનનો ભાવ છે. ને જે વિષયને વિષે આસક્તિ છે તેને કોઢ[૧૮] જેવી જાણવી ને ધર્મ જ્ઞાનાદિકને વિષે જે આસક્તિ ઉપજે તેમાં પુત્રાદિકની પ્રાપ્તિ જેટલો આનંદ પામવો એવી રીતે વાર્તા બહુ કરી. ૧૧૭ અને એક દિવસ એમ વારતા કરી જે ગુરૂ થાવું કે શિષ્ય થાવું એ બેમાંથી એક શિખવું ને બીજે દિવસે સર્વેને પુછયું જે મુંઝવણ ટાળવાને અર્થે એક બે સંતને મન સોંપ્યું છે કે નહીં? તો સર્વેએ જેને જેને મન સોંપ્યું હતું તેનું નામ લઇને કહી દેખાડયું. ૧૧૮ અને ત્રીજે દિવસે વાર્તા કરી જે કેવાં લક્ષણે જુક્ત હોય જે જેનો સત્સંગને વિષે અચળ પાયો હોય ને તેને કોઈ પણ વિઘ્ને કરીને મુકી શકે નહીં. એ પ્રશ્નનો ઉત્તર: એક તો શ્રદ્ધા અતિશે હોય ને સ્વભાવ ટાળવાને વિષે આગ્રહ પણ ઘણો હોય ને સત્સંગની ખિપણ પણ સરવે પ્રકારે ખમે ને કોઇ રીતે કચવાઈ જાય નહિ એવાનો અચળ પાયો જાણવો ને એવી જાતની સમજણ નકી કરવી, એ જ કલ્યાણનું મૂળ સાધન છે એવી રીત્યે વાર્તા બહુ કરી. ૧૧૯ અને પુરૂષોત્તમ ભગવાન અક્ષર ને અક્ષરના મુક્ત ને પુરૂષ, કાળ, માયા ને જીવ ઇશ્વર ને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને માહાત્મ્યે સહિત શ્રીજી મહારાજની ભક્તિ ને વ્યવહાર એ સર્વેનું જ્ઞાન યથાર્થ જાણવું જોઇએ ને વ્યવહારનું જ્ઞાન ન હોય તોપણ મુંઝવણ આવે છે ને માવા[૧૯] ભક્તના દ્રષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. ૧૨૦ ને શ્રીહરિકૃષ્ણજીનો ભક્ત હોય ને રજોગુણને વિષે અતિ આસક્ત વર્તતો હોય તો, અનિરૂદ્ધ કે બ્રહ્મા જેવો થાય છે ને તમોગુણને વિષે અતિ આસક્ત મતિ હોય તો સંકર્ષણ

---

* સ્વભાવ. ૧૮ શરીર ગમે તેવું સારૂં હોય પણ કોઢથી ખરાબ થાય તેમ આ શક્તિને લીધે ધર્મની બીજી સુંદરતા પણ બગડે છે.

૧૯ આ ભક્તને વ્યવહારનું જ્ઞાન નહોતું તેથી મુંઝાતા તેઓ જુનાગઢના પટલીયા હતા.

કે શિવજી જેવો થાય છે ને સત્વગુણમાં અતિ આસક્તિ હોય તો પ્રદ્યુમ્ન તથા વિષ્ણુ જેવા થાય છે ને જે એકાંતિકના સંગે કરીને ભાગવતી થાય છે તે તો નિર્ગુણ ભક્ત કહેવાય છે ને એ તો સર્વેને વિષે શ્રેષ્ઠ કહેવાય છે, ને એને વિષે પણ નિર્બળ ને અતિ બળવાન હોય છે ને જે અતિ બળીયા એકાંતિક ભક્ત હોય છે તે તો શ્રીજી મહારાજની આજ્ઞાએ કરીને પ્રદ્યુમ્નાદિકને વિષે માન આવ્યું હોય તો તેના માનને ઉતારીને રૂડી રીતે સ્થિત્યાદિક ને ધર્મ જ્ઞાનાદિકે સોતા પ્રવર્તાવીને નિર્લેપ થકા પાછા આવીને સેવાને વિષે તત્પર રહે છે ને જે હરિભક્તને સત્વ પ્રધાન વર્તતો હોય તેને મુંઝવણ તો આવે પણ સત્સંગનું અવળું કરે નહિ, ને બીજા બે તો કરે ને બીયે પણ નહિ તેની વાર્તા ભીષ્મ શંકર ને અક્રૂર[૨૦]ને દ્રષ્ટાંતે કરીને બહુ કરી. ૧૨૧ અને રજ, તમ અને સત્વગુણ ને નિર્ગુણ[૨૧] ભક્તની સ્થિતિ કહીને જે વિષયને વિષે આસક્ત છે તે તો ભૂતપ્રેતાદિકના અવતારને પામે છે ને જે હરિભક્તનો અવગુણ લે છે તે તો અસુરભાવને પામે છે. ૧૨૨ અને શ્રીજી મહારાજ ને તેમનો મહિમા ને તેમનું ધામ ને તેમનો અવતાર ને સત્પરૂષ ને તેમનો મહિમા એ સર્વેને યથાર્થપણે જાણતો હોય તો સત્સંગમાંથી કોઇ રીતે પડે નહિ ને સર્વ પ્રકારે બીપણુ પણ ખમે ને એવી જાતની સમજણવાળાના અંતરમાં ચિકાશ હોય છે તે જ્યાં જાય ત્યાં ભગવાનને મુકી શકે નહિ. ને જેને શ્રીજી મહારાજને રાજી કરવા હોય તેને એમ વરતવું જે પંચ વિષયસુખને અતિ દુખદાયક જાણીને દેહાભિમાનની આસક્તિ ટાળીને નિર્વાસનિક થાવું ને ગાયકવિદ્યા ને શાસ્ત્ર વિદ્યાદિક ગુણે કરીને પોતાને ગુણવાન ન માનવું: ને " મારો મત કહું તે સાંભળો, વ્રજવાસિજિ, તજો સાધન સહુનો આંબળો, વ્રજવાસિજિ." એ કીરતનની વારતા બહુ કરી. ૧૨૩ અને મયારામ ભટજીને[૨૨] પૂછ્યું જે ઉદ્ધવજી કેમ વારતા કરતા? ત્યારે ભટજી બોલ્યા જે: રામાનંદ સ્વા-

---

૨૦ આમાં રજોગુણ અને તમો ગુણનાં દ્રષ્ટાંત છે. ભીષ્મ અને અક્રૂર તે રજોગુણી અને શંકરને તમોગુણી જણાવ્યા છે. ભીષ્મે શ્રી કૃષ્ણની અનુવૃત્તિમાં ન રહેતાં તેમની સામે કુરૂક્ષેત્રમાં યુદ્ધ કર્યું, જ્યારે અક્રૂરે મણિને લીધે તોફાન કર્યું. શિવજીએ તમો ગુણને લીધે શ્રી કૃષ્ણના ના કહેવા છતાં અર્જુન સાથે યુદ્ધ કર્યું, સત્વગુણી ભક્ત તો અર્જુન કહેવાય કે જેમણે ભગવાનની અનુવૃત્તિ સાચવી ૨૧ જેમાં ત્રણમાંથી એક ગુણ ન હોય પણ આત્મસત્તા રૂપ વર્તતો હોય તે. ૨૨ માણાવદરના હતા. મુક્તાનંદ સ્વામી

મીએ કહેલું જે આપણા સત્સંગને વિષે શાસ્ત્ર વિદ્યા અને વ્યાકરણાદિક શાસ્ત્ર તથા ગાન વિદ્યા ને વાજાં નથી એમ વારતા કરતા" ત્યારે સંતે કહ્યું જે એ બે વિદ્યાદિક દઇને સર્વે વિદ્યાની પ્રવૃત્તિ જે તે સત્સંગને વિષે શ્રીજી મહારાજે અતિશે પ્રવર્તાવી દીધી. ને ગાયક, પાઠક દ્વારાએ, મંદિરને મૂર્ત્તિદ્વારાએ કરીને અનંત રજોગુણી તમોગુણી જીવોના કલ્યાણ પણ કર્યા તથા વકતાની અશુદ્ધતાએ કરીને શુદ્ધ શાસ્ત્ર પણ અશુદ્ધ-પણાને પામી જાય છે એવી રીતે શાસ્ત્રના શુદ્ધપણાની વાત બહુ કરી ને સંતદ્વારાએ કરીને પણ અનેક જીવુંના કલ્યાણ કર્યા ને એકાંતિક ભક્તને વિષે શ્રીજી મહારાજની મરજીને વાર્તા યથાર્થ રહે છે તે ઉપર **कस्मै येन विभासितो** એ શ્લોકની બહુ વાર્તા કરી. અને એવા શુદ્ધ ભક્તને વિષે શ્રીજી મહારાજ નિવાસ કરીને રહે છે ને આ શ્લોકમાં કહ્યું છે જે [23]**न काम कर्मबीजानां यस्य चतेसि संभवः ॥ वासुदेवैक निलयः ( सवै भागवतोत्तमः )** ને બીજા ભક્ત તો પોતાના સ્વભાવ ભેગા ભળી જાય છે માટે સ્વભાવ પ્રમાણે વર્તે છે ને વાર્તા તે પણ તેજ પ્રમાણે કરે છે ત્યારે સંતે પ્રશ્ન પુછ્યું જે એક ભક્ત તો સ્વભાવ પ્રમાણે વર્તે છે ને એક ભક્ત તો મરજી પ્રમાણેજ વર્તે છે તે કેમ જણાય ? ઉત્તર જે જેની બુદ્ધિ દેશકાળાદિકે કરીને ફરી જાય તેનું વર્તન તે સ્વભાવ પ્રમાણે જાણવું ને જેની બુદ્ધિ એણે કરીને ન ફરે તેનું વર્તન મરજી પ્રમાણે જાણવું ને જે રાતદિવસ અતિશે ચાડય રાખીને શ્રવણ મનનાદિકે કરીને બુદ્ધિને વિષે ખચિત કર્યું હોય તેની બુદ્ધિ ફરે નહીં **૧૨૪** અને મુને[24] મહારાજે કહ્યું જે આકારે રહીત વર્તવું તેમાં શંકા કરી જે મુર્તી ભુલી જવાશે. તેને સાંભળીને દીલગીર બહુ થઇ ગયા. નેત્રકમળ સજળ થઈ ગયાં ને એમ બોલ્યા જે જે શ્રીજીને રાજી કરવાને અરથે પ્રયત્ન કરે છે તેને કેમ ભુલી જવાશે ? એમ મહારાજ બોલ્યા તે દિવસથી મારા હૃદયને વિષે એ વચન અચળ ખુંતિયું છે ને તેમજ વર્તાય છે ને શ્રીજીને એમ વર્તવું ગમે છે

---

અને નીલકંઠ વર્ણીનો પત્ર લઇને ભૂજમાં રામાનંદ સ્વામી પાસે તેઓ ગયા હતા. ૨૩ વાર્તામાં અધુરો શ્લોક છે તેની પૂર્તિ માટે કાઉન્સમાં બાકીના શબ્દો મુક્યા છે. એકાદશ સ્કંધના બીજા અધ્યાયનો ૫૦ મો શ્લોક છે તેનો અર્થ એ છે કે જેનામાં કાંઇ પણ ઇચ્છાનું અથવા કર્મ કરવાનું બીજ પણ ઉત્પન્ન થતું નથી અને જેનો વિશ્રામ માત્ર વાસુદેવ એકજ છે તે ઉત્તમ ભક્ત છે. ૨૪ ગોપાળાનંદ સ્વામીને.

માટે અનેક મૂર્તિમાં કરીને એ વાતો કરીએ છીએ ને એવી સ્થિતિવાળાને તો અન્ય સંકલ્પ થાય નહીં ને કદાચિત અસત્ દેશાદિક કરીને થાય તો જેમ દેહે કરીને પ્રાયશ્ચિત્ત કર્યે સંતોપને પામે છે તેમ એ જ્ઞાની ન પામે, એતો ઉપશમ રૂપી પ્રાયશ્ચિત્ત કરીને સંતોપને પામે છે ને **यस्य ज्ञानमयं तपः**[૨૫] એમ શ્રુતિમાં કહ્યું છે માટે સવાસનિક અને નિર્વાસનિક હરિભક્તના પ્રાયશ્ચિત્તને વિષે બહુ ફેર છે ને જ્ઞાનિમાં ને ભગવાનમાં એટલો ફેર છે કે સ્થિત્યાદિક[૨૬] એથી ન થાય ને કોઇકને તો ભજન કરવું ને કોઇકને તો મૂર્તિમાંજ રહેવું, ને કોઇકને નવધા ભક્તિ કરવી ઇત્યાદિક શ્રીજી સંબંધી ક્રિયા તે જુદી જુદી ગમે છે ને કોઇને તો સર્વે ગમે છે ને કેમ હશે ? એ પ્રશ્નઃ ઉત્તર જે શ્રીજી મહારાજને વિષે જેવા જેવા ભાવ જુક્ત હમણાં અથવા મોરે વર્તતો હોય તેવા તેવા ગુણ એ ભક્તને વિષે આવે છે તે ઉપર ગુણાતીતાનંદ સ્વામી ને મુક્તાનંદ સ્વામીના દ્રષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી.

**૧૨૫** અને વિજયાનંદ સ્વામિયે પ્રશ્ન પુછ્યું જે જેવા તેવા જિવને શ્રીહરિજી મહારાજનો જોગ થૈ જાય છે ને મુમુક્ષુને થાતો નથી તેનું શું કારણ હશે ? ઉત્તર જે શ્રી હરિજિ જે દેશને વિષે ધર્મ સ્થાપન કરવા હોય તથા જે દેશને વિષે મુમુક્ષુ બહુ હોય તે દેશમાં શ્રીજીને વિચરવું હોય એટલે મુમુક્ષુના તથા બીજા સર્વેના મોક્ષ સેહેજે થૈ જાય છે ને કોઇક મુમુક્ષુ હોય તેનો તો દૂર દેશને વિષે જન્મ હોય તે રહી જાય છે ને મુમુક્ષુને કોઈ દેશની વાસના ને નાત જાતની પણ વાસના ન રાખવી ને પ્રકૃતિ પુરૂષથી લૈને સર્વે પદાર્થને નાશવંત ને કાખના મુવાળા જેવા ને અતિ તુછ ને સ્વપ્ન તુલ્ય જેવા ને શ્રીજી ને તેમના મોટા સંત તથા જિવાત્મા એ ત્રણ વિના બીજે ક્યાંઈ પ્રીતિ ન રાખવી. તેમ મહારાજની સેવા વિના શ્વેતદ્વિપાદિક ધામને વિષે પણ વાસના ન રાખવી ને શ્રીજી મહારાજ તો ગમે ત્યાં રાખીને પણ કસર માત્ર ટાળી નાંખવાને વિષે સમર્થ છે. માટે સત્તારૂપે રહીને તેમના એકાંતિક ભક્તનો સમાગમ અતિશે રાખવો. ને તેને અર્થે શિત, ઉષ્ણ, ભૂખ, તરસ, માન, અપમાન, હર્ષ, શોક એ સર્વેનું સહન કરવું; ને એને વિષે વૈરાગ્ય પાંમવું નહીં ને પંચ વિષયને અર્થે જે ઉદ્યમ કરવો તેમાં વૈરાગ્ય પામવો; તે ખાચરમોકાના[૧] દ્રષ્ટાંતે કરીને વારતા બહુ કરી. ને એવી રૂડી ભગવદ્‌વાર્તા છે તે પણ કેટલાકને ગમતી હશે ને

---

૨૫ જેને જ્ઞાન એજ તપ છે. ૨૬ ભગવાનની પેઠે જ્ઞાની ભક્તિથી બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ ન થાય.

૧ મોકા ખાચર ત્રણ ગામના ગામેતી હતા અને વિષય માટે ઉદ્યમ કર્યા

કેટલાકને તો ગમતિ ન હોય એવી રીતે બહુ વાર્તા કરી ૧૨૬ અને કેમ સમજે તો સદાય સુખીયો રહે એ પ્રશ્નઃ ઉત્તર જે સદા સુખીયો તો તે રહે જે જેને કોઇ પદાર્થ જોઇએ જ નહીં. ને જેવાં તેવાં વસ્ત્ર અને જેવું તેવું અન્ન એ તો સહેજે મળી રહે છે. માટે સંતોષ રાખીને વર્તે તો સુખીયું રહેવાય છે. ને વિશ્વાસ કરવા જોગ્ય તો ડોડીયા પુંજા ભક્ત જેવા સત્પુરૂષ જ છે ને બીજે તો દુખિયા થાવાનું છે, એવી રીતે બહુ વાર્તા કરી ૧૨૭ ને જ્ઞાન વૈરાગ્ય વિના સૂક્ષ્મ કારણ શરીર ટળે નહિ ને એકલી ભક્તિયે કરીને ટળે પણ ખરાં ને ટળે નહિ. ૧૨૮ ને સર્વે સંતને ધર્મામૃત પ્રમાણે વર્તવું એવી રીત્યે બહુ વાર્તા કરી ને ગૃહસ્થ હરિભક્તનો મહિમા સમજીને જો વિશ્વાસ કરીએ તો પોતા સરખા કરે જેમ [૨]શૃંગિઋષિને કર્યા તેમ. માટે આપણે એમનો અતિ વિશ્વાસ ન કરવો એ રીતે બહુ વાર્તા કરી ૧૨૯ ને લોભ, કામ ને માન એ આદિક દોષે કરીને શ્રીજીની આજ્ઞા લોપાય છે માટે કેમ સમજે તો ન લોપાય ? એ પ્રશ્નઃ ઉત્તર જે **मन्नुपयादूयाति वातोयं** અને **यन्नामधेय श्रवणात्** એ બે શ્લોકમાં જેમ મહિમા કહ્યો છે તથા જેમ મહાવિષ્ણુ[૩] ને કાળરૂપ ઈશ્વર ગળી ગયા એવી રીતનો મહિમા સમજે તો આજ્ઞા લોપાય નહિ એવી રીતે બહુ વાત કરી. ૧૩૦ અને હરિભક્તે પુછ્યું જે જગત્ ખોટું કેમ થાય ? ઉત્તર જેમ બાળક રમત કરે છે તેમાં કેટલાક તો સૂર્યને કેટલાક ચંદ્ર થઈને આવે છે ને વળી ધૂળનાં વરકન્યા ને ધૂળના કંસાર તે મૂત્રના ઘીમાં પલાળે છે ને ધૂળના મગ ચોખા કરે છે એ સર્વે જેમ સત્ય નથી તેમ સંસાર વ્યવહાર પણ અસત્ય છે તેને બાળકની પેઠે સત્ય માન્યો છે માટે એ બાળક છે ને વળી ભવાયાના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. ૧૩૧ અને જીવનમુક્ત, વિદેહમુક્ત ને કૈવલ્યમુક્તની સ્થિતિ એમ છે જે જીવનમુક્ત તો વિષયને વિષે બંધાઈ જાય ને વિદેહમુક્ત છે તે પણ અસત્ દેશકાળાદિકે કરીને બંધાય ને કૈવલ્ય મુક્ત તો તેણે કરીને પણ બંધાય નહિ એવી રીતે વાર્તા બહુ કરી. ૧૩૨ ને પ્રથમ સંસાર અસત્ય જણાતો ને શ્રીજી મહારાજને વિષે પણ હેત જણાતું ને હવે એવું જણાતું નથી એ પ્રશ્ન—ઉત્તર જે પ્રથમ એની ઇંદ્રિયોની વૃત્તિ વિષયને વિષે પ્રવેશ કરી નહોતી ને સત્સંગનો વેગ ઈંદ્રિયોને

---

છતાં મુંઝાતા નહીં, ગરાસમાં વિઘ્ન આવેલું પણ શ્રીજી પાસે બેસી રહ્યા હતા. શ્રીજીએ કોટડાના ગરસીઆદ્વારા તેમને ગરાસ અપાવ્યો હતો. ૨ શૃંગિ ઋષિને વેશ્યાએ રસાસ્વાદથી ગૃહસ્થાશ્રમી બનાવ્યા હતા તેમ. ૩ મહાવિષ્ણુ એટલે પ્રધાન પુરૂષ.

વિષે લગાડયો હતો ને જ્યારે વિષયસુખનો અનુભવ થયો ત્યારે સત્સંગમાંથી મોળો પડી ગયો એનો ઉત્તર એ જ છે. ને વિષય ભોગવીને ન બંધાય એવા તો નરનારાયણ ઋષિ વિના કોઈ નથી. ૧૩૩ ને વિજ્ઞાનદાસજી ને અવસ્થા લેપતી નથી ને મુઝાતા નથી ને સદાય સુખીયાં રેતાં આવડે છે ને નિર્માની પણ બહુ તેને શ્રીજીમહારાજ અને સતપુરૂષનો વિશ્વાસ પણ અતિશે છે ને સિદ્ધાનંદ સ્વામીને અવસ્થા લેપે છે ને મુંઝવણ પણ આવે છે ને પુરુષ પ્રયત્ને કરીને અતિ આગ્રહ કરે તો ન આવે. ને કોઈકને તો વાતચિત કરતાં તથા સર્વે ક્રિયાને વિષે પણ શ્રીજી મહારાજ દેહની પેઠે નિરંતર સાંભર્યા કરે છે ને પૃથવિનિ પેઠે આધારપણાનો વિસવાસ પણ સદાય વર્તે છે. ૧૩૪ ને વ્યાપકાનંદ સ્વામીને નિશ્ચે :થાતો નહોતો. પછે સમાધિ કરાવી ને ધામને વિષે અનંત કોટિમુક્ત સોતા પોતાનું સુંદર દર્શન કરાવ્યું તો પણ નિશ્ચે ન થયો ત્યારે શ્રીજી મહારાજે કહ્યું જે આ સર્વે મુકતોનાં રૂપને ધરી ધરીને પુજા આરતિ કરો ત્યારે કહે જે કેમ ધારૂં? શ્રીજી મહારાજ બોલ્યા જે રામાનંદ સ્વામી જો પુરૂષોત્તમ ભગવાંન હોય તો મુને સર્વેનાં રૂપ ધરતાં આવડો તેણે તેમ સંકલ્પ કર્યો તો પણ ન ધરાણું ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે ચોવિશ અવતાર જો પુરૂષોત્તમ ભગવાંન હોય તો આવડો એમ કહો. તેણે તેમ કહ્યું ત્યારે ધરાણું પછે સ્વામીને પુરૂષોત્તમપણાનો નિશ્ચય શ્રીજીને વિષે થયો ને સર્વે આવિર્ભાવના[૪] ભકતોને પુરૂષોત્તમપણાનો નિશ્ચે થાતો નથી ત્યારે બ્રહ્મધામનું ધારણ કરાવીને દેખાડયું જે પોતપોતાના ઈષ્ટદેવ હતા તે સર્વે શ્રીહરિજી મહારાજની સેવા ચાકરીમાં દાસની પેઠે રહ્યાં કરે છે તે સર્વે જોઇને એ સર્વેને પુરૂષોત્તમપણાનો નિશ્ચય શ્રીજીને વિષે થાતો હવો ૧૩૫ અને એક દિવસ શ્રીજી મહારાજે વ્યાપકાનંદ સ્વામીને કહ્યું જે ઈંદ્રલોકમાં જાઓ ત્યારે તેણે કહ્યું જે જૈ આવ્યો, ત્યારે ફરીને આજ્ઞા કરી' જે બ્રહ્માના કમળના નાળનો પાર લઈ આવો ત્યારે કહે જે લઈ આવ્યો. વળી આજ્ઞા કરી જે ગોલોક, વૈકુંઠ ને બ્રહ્મ ધામને વિષે જાઓ ત્યારે કહે જે જઇ આવ્યો ને વળી આજ્ઞા કરી જે ભોમા પુરૂષ પાસે જાઓ ત્યારે તે કહેજે હજાર માથાનો દૈત્ય મારગ રોકીને રહ્યો છે ત્યારે શ્રીજી કહે જે તમે પણ તેવા રૂપને ધારીને તેને જીતીને જાઓ ત્યારે તેમ કર્યું ને ફરી કહ્યું જે બીજો દશ હજાર માથાનો દૈત્ય આગળ છે ત્યારે મહારાજ કહે જે તમે પણ તેથી મોટું રૂપ ધારીને તેને જીતીને જાઓ પછે તેમણે તેમ કરીને ભોમા પુરૂષ પાસે ગયા ત્યારે તેમણે કહ્યું 'જે પુરૂ-

---

૪ અવતાર.

ષોત્તમનો પ્રકટપણે પ્રથવીને વિષે અવતાર થયો ? ત્યારે સંત કહે જે હા થયો. એ વાર્તા સાંભળીને અતિશે ગદ્‌ગદ્‌ કંઠે થઇને રાજી રાજી થઇ જાતા હવા ને તે સંતને પોતાના સિંઘાસન ઉપર બેસારીને અતિશે સુગંધીમાન ને અતિ સરસ પુષ્પ ચંદનાદિકે કરીને અતિ ભારે પુજા કરતા હવા ને અતિશે આનંદે સોતા શ્રીજીમહારાજના સમાચાર પુછીને બોલ્યા જે મુને મહારાજે કહ્યું હતું કે અમો જયારે બ્રહ્માંડને વિષે પધારશું ત્યારે તમ પાસે સં। મોકલશું તે વચંન આજે સત્ય કર્યું એવી રીતે પરસ્પર બે જણે મહારાજની વારતા સારી પેઠે કરીને પછે સંતે એ લોકના ચાર ભુજાવાળા મનુષ્યને શ્રીહરિજીની વારતા કરીને નિશ્ચે કરાવીને બ્રહ્મપુરને વિષે મોકલી દીધા ને આવીને કહ્યું જે આમ થયું. ને વાત સાંભળીને વિચાર થયો જે જ્યારે પાદશાહ ગાદીએ બેસે ત્યારે બંધિવાન માત્રને છોડી મુકે છે તેમ અમારે પણ અનેક જીવનાં કલ્યાંણ કરવાં છે એમ વિચારીને સંતને આજ્ઞા કરી જે સરવે નરક કુંડના જીવ માત્રને ચતુર્ભુજ રૂપ ધરાવીને બોમા પુરૂષના લોકમાં મોકલો ત્યારે તે સંતે તેમ કર્યું એમ એ સર્વે વાર્તા તે બેઠે બેઠે સેજે કરી એવી રીતે પોતાનું પુરૂષોત્તમપણાનું પ્રકટપણું અતિશે જણાવ્યું. ૧૩૬ અને જીવ માત્રને અતિશે બંધનકારી કીયું પદાર્થ છે ? એ પ્રશ્નઃ ઉત્તર જે કોઇકે તો સ્નેહનું કહ્યું, ને કોકે તો માનનું કહ્યું, ને કોકે સ્ત્રીદ્રવ્યાદિકનું બંધન કહ્યું એવી રીતે ઘણેક પ્રકારે કરીને કહ્યું ને ગોપાળાનંદ સ્વામીયે કહ્યું જે અતિશે બંધનકારી તો દેહાભિમાન જણાય છે ને શ્રીજીએ પણ વચનામૃતમાં કહ્યુ છે જે દેહાભિમાનને વિષે સર્વે દોષ રહ્યા છે ત્યાં દ્રષ્ટાંત છે. જેમ મોટું કળીયું હોય તેમાં વચ્ચે મોટો ખાડો હોય ને તે વળી તરણે કરીને ઢંકાણો હોય તેમાં જેમ સર્વે આવીને પડે છે તેમ દેહાભિમાંનરૂપ ખાડો છે તે પંચવિષયરૂપ તરણે કરીને ઢંકાણો છે. તેને વિષે લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ, માનાદિક સરવે દોષ આવીને પડે છે માટે સત્ અસતનો વિવેક કરીને કાઢવા અને દેહને વૃક્ષરૂપે કરીને પણ કહ્યો છે તેમાંથી મનરૂપ અંકુર થાય છે એને અહંમમત્વરૂપ મોટાં મોટાં બે ડાળાં થાય છે ને દશ ઈંદ્રિયોરૂપ નાનાં ડાલખાં થાય છે ને સંકલ્પ વિકલ્પરૂપી અતિ નાની ડાલખીયું થાય છે ને તેણે કરીને જે કર્મ કરે છે તે રૂપ પાનડાં થાય છે. જેમ પતરે કરીને વૃક્ષ વધે છે તેમ કર્મે કરીને અનંત દેહ આવે છે એવી રીતે વાર્તા બહુ કરી. ૧૩૭ અને પરોક્ષના ને પ્રત્યક્ષના ભક્તમાં કેટલો ફેર છે ? યોગાનંદ સ્વામીયે એ પ્રશ્ન પુછ્યું. તેનો ઉત્તર ન થયો ત્યારે પોતે ઉત્તર કર્યો જે પરોક્ષ અવતારના ભક્ત તો રૂપા

જેવા છે ને બ્રહ્માદિક ને ઇંદ્રાદિક દેવના ભક્ત તો પિતળ જેવા ને કાંસા જેવા છે ને મદ્યમાંસના ખાનારા જે તમોગુણી દેવ છે તેના ભક્ત તો કથીર ને લોઢા જેવા છે ને પ્રત્યક્ષના જે એકાંતિક ભક્ષ છે તે તો કુંદન ને [1]જાંબુનદના સુવર્ણ જેવા છે અને તેમાં તો ભારે ચમત્કાર રહ્યા છે તેની વિગતઃ જોડીયા ગામમાં વિસરામ સુતારે લાખું કીડીયુંનું કીડીયારૂ જોયું ત્યારે દયા આવી જે આ બચારાનું કેમ કલ્યાંણ થાશે? એટલામાં કરોડયું વઇમાંન આવ્યાં અને એ સર્વે ચતુર્ભુજ રૂપ થઈ થઇને વૈમાંનમાં બેસીને શ્રી હરિજીના ધામમાં ગયા તે પ્રત્યક્ષના ભક્તનો તો આવો મોટો મહિમા છે. ૧૩૮ અને રત્ના ભક્તનિ વાર્તા કરીને એને મામે પ્રત્યક્ષના સંતને બે રોટલા આપ્યા હતા તેની પ્રાપ્તિની વાર્તા કરી ને જે હરિભક્ત છે તે તો સંતને રોટલાનો જ લોટ દીયે છે ને અભક્ત તો સદાવ્રત આપે છે તોપણ એ કરતાં તે રોટલાનો લોટ અધિક થાય છે. ૧૩૯ અને મુક્તાનંદ સ્વામીને નિશ્ચય થાતો ન હતો. ત્યારે રામાનંદ સ્વામીયે આવીને કહ્યું જે સહજાનંદ સ્વામી પુરૂષોતમ ભગવાંન છે અને અમે પણ એમનાજ દાસ છીએ એવી રીતે પ્રત્યક્ષના ભક્તની અતિ મોટયપ છે અને લગારેક એના સંબંધે કરીને મોટું કામ થઈ જાય છે એ રીતે વાર્તા બહુ કરી. ૧૪૦ અને વક્તા જો મુમુક્ષુને ઓળખીને ભગવદ્ વાર્તા કરે તો સમાસ થાય છે ને કોઇકને તો ભક્તિનું અંગ હોય ને કોઇકને જ્ઞાનનું ને કોઇકને વૈરાગ્યનુ ને કોઇકને સ્વરૂપનિષ્ઠાનું ને કોઇકને મહિમાનું એવી રીતે અનેક પ્રકારના અંગ હોય છે ને તે તે અંગનું સ્થાપન કરીને જો જ્ઞાંનાદિકની વારતા હળવે રહીને સમજાવે તો સમજે. ૧૪૧ અને તમોગુણ કેમ ટળે? એ પ્રશ્નઃ ઉત્તરઃ લાજ રાખે તો ટળે. તેની વિગતિ જે પોતા થકી જે મોટા હોય તથા ભાઇ, બાપ, કાકા આદિક તથા સાધુ સંતની તથા કોઇક મોટેરા સત્સંગીની લાજ રાખવી. ને સાંખ્ય વિચારે કરીને કોઇક ટાળતા હશે પણ ઘણાને તો લાજે કરીને ટળે છે ને વ્યવહારમાં પણ ક્ષત્રિ આદિક વર્ણમાં એમ જ દેખાય છે એમ વાર્તા કરી. ૧૪૨ અને જ્યારે નટવાની ડુગડુગ વાગે છે ત્યારે મનુષ્ય સરવે ઘરમાંથી બાહેર નીસરી આવે છે તે તો દષ્ટાંત છે એનું સિદ્ધાંત તો એમ છે જે જ્યારે પંચવિષય સંબંધી ડુગડુગી વાગે છે ત્યારે આત્મા અનાત્માના વિચારને મુકીને શ્રીજીને તથા તેમની કથા વારતાને મુકીને લોભરૂપે, કામરૂપે, રસાસ્વાદરૂપે, સ્નેહ ને સંકલ્પ વિકલ્પને જોગે કરીને અહંમમત્વરૂપ

---

૧ મેરૂના ટેકાના પર્વત ઊપરના જાંબુડાના ઝાડના ફળના પડવાથી રસની વહેતી નદી.

થઈ જવાય છે માટે સત્તારૂપ થઇને અતિદઢાવ કરીને સ્થિર બુદ્ધિ રાખવી એવી રીતે વાર્તા બહુ કરી. ૧૪૩ અને સંસારમાં રહીને વિષય કેમ જીતાય? એ પ્રશ્નઃ ઉત્તર જે નિયમ રાખે તો જીતાય છે તેની વિગત જે આ વરસમાં ને આ મહિનામાં આવી રીતે વરતવું. જેમ વરસમાં દશ શેર રતાળુ ખાવાનું નિમ લે છે, એ કર્યે વિષય જીતાય છે અને એ સુખને વિષે તો કેવળ દુઃખ જ રહ્યું છે મોટા મોટા રાજા છે તેમને તો ખાવાપીવાને વિષે ને સુવાને વિષે સ્રિ પુત્રાદિકનો પણ વિશ્વાસ આવે જ નહિ ને દિકરો તે બાપનો લાગ જોતો હોય ને બાપ તે પણ પુત્રનો લાગ જોતો હોય ને મા દિકરાને વિષે ને ધણિ ધણિયાણિને વિષે પણ એમ જ છે. માટે સંસારનાં સુખ તો આવાં છે ને તોપણ જિવ વિષયને વિષે અતિ આસક્ત છે ને મુરખ છે તે સારૂ નાશવંત ને સ્વપ્નતુલ્ય ને અતિશે તુછ જે વિષયસુખ તેને અરથે અનેક પ્રકારનાં દુઃખને સહન કરે છે તે સુખિયો તો તો થાય જો સતપુરૂષનો પ્રસંગ કરીને શુદ્ધ જીવ સત્તારૂપે રહીને શ્રીજીમહારાજનું ભજન કરે એવી રીતે બે દિવસ સુધી બહુ વાત કરી. ૧૪૪ અને સ્વભાવ ટાળવાને અર્થે પુરૂષપ્રયત્ન કરતા નથી અને નાફકર રહે છે માટે તે સ્વભાવ હશે કે નહિ હોય એ પ્રશ્નઃ ઉત્તરઃ સ્વભાવ તો છે પણ કોઇક તો આશરાનું બળ લે છે ને કેટલાક તો ઓળખતા નથી ને કેટલાક તો મહત્ પુરૂષના સંગે કરીને ટાળવાને અરથે પુરૂષપ્રયત્ન પણ કરે છે ને માંન, ક્રોધ ને ઇર્ષ્યા એ કલ્યાંણના માર્ગ વિષે વિરોધિ છે. એ દોષે કરીને સંકર્ષણ અને વિરાજ જેવા મોટા થાય છે પણ એકાંતિક ભક્ત જેવા તો થાય જ નહિ ને સત્ પુરૂષના સંગે કરીને સાચો થઈને જો સ્વભાવને ટાળે તો અલ્પ કાળમાં જાય; નહિં તો અંત સમે પણ ટળિ જાય છે ને બદરિકાશ્રમ ને શ્વેતદ્વિપને વિષે કલ્પજીવી[૫] સુજે છે માટે ત્યાં સુધી પુરૂષપ્રયત્ન કરવું પડે એમ વાર્તા બહુ કરી. ૧૪૫ અને દઢ ઉપાસનાનું શું રૂપ છે એ પ્રશ્નનો ઉત્તર જે એક તો સ્થાનકને ઓળખે જે સ્થાનકને વિષે શ્રીજીમહારાજે પોતાનું કરીને ઘણાં વરસ સુધી નિવાસ કર્યો હોય તેનું કોઈ ઘસાતું બોલે તો ખમિ શકે નહિ ને જેમ છે તેમ જથાર્થ ઉત્તર કરે ને આજ્ઞાયે કરીને બિજે ઠેકાણે રહેતા હોય તો પણ ત્યાં હેત વધુ રાખ્યાં કરે ને સંભાર્યા કરે ને જે શ્રીજીમહારાજ છે તે તો સર્વેના નિયંતા છે ને સર્વે અંતર્યામિ છે એવા જે શ્રીજી તે જે તે સતસંગને વિષે કોઈક મહત્ વિક્ષેપ આવીને પડયો હોય તેને ટાળવાને અર્થે કોઇક હરિભક્તદ્વારાયે વારતા કરીને

---

૫ કલ્પ જીવી એટલે બ્રહ્માના એક દિવસ સુધી જેની આવરદા હોય તે.

તેને ટાળી નાંખે ને સંપ કરાવી દે તો તેને સત્ય જાણવું. જેમ શુકજી સર્વ વૃક્ષરૂપે બોલ્યા તે સત્ય મનાય છે તેમ માનવું ને શ્રીજી મહારાજ તો યોગેશ્વર છે ને સર્વે વિદ્યાના ને સર્વે કળાના નિધિ છે માટે એના ઐશ્વર્યને વિષે શંકા જ નથી, અને એ ઐશ્વર્યવાળા શુકજી આદિક યોગી છે તેમનું ધ્યાન ન થાય ને ધ્યાન તો પ્રત્યક્ષ મુરતિનું જ થાય. એમ શ્રીજીને મહિમા સોત્તો યથાર્થ સમજે ને તેમના એકાંતિક ભક્તને ઓળખે અને એમનો વિશ્વાસપૂર્વક મન, કર્મ વચને કરીને સમાગમ કર્યા કરે ને ત્રણ પ્રકારની સમજણુની જે અતિશે દૃઢતા તેણે કરીને ઉપાસના પકવ થાય છે. ૧૪૬ અને વિશ્વાસ કેમ થાય એ પ્રશ્નઃ ઉત્તરઃ શ્રીજીમહારાજની આજ્ઞા જે સંતને હોય જે તમે ધર્મને વિષે રેજ્યો ને બીજાને રખાવજ્યો તે માટે પોતે ધર્મને વિષે જથાર્થ વર્તતા હોય ને બીજા બહુ મનુષ્યને પણ વર્તાવવા હોય એવી જાતના ઐશ્વર્યને જોઇને વિશ્વાસ કરવો ને એવાનો સંગ કરીને નિરવાસનિક થાવું ને એવા સત્‌પુરૂષને મન સોપ્યા વિના તો બ્રહ્મા તથા વિરાજ તથા સંકર્ષણ જેવાને પણ કસર રહિ જાય છે અને એ સમર્થ તો બહુ છે પણ વાસના ટાળ્યા વિના સકામ ભક્ત કેવાય છે એમ વાર્તા બહુ કરી ૧૪૭ અને આટલી વાર્તા કલ્યાણને અર્થે સમઝવી છે જે એ જીવ છે તે ઈશ્વર તથા બ્રહ્માદિક દેવ તથા મનુષ્ય પશુ આદિક યોનિને વિષે અનેકવાર જન્મમરણને પામે છે તો પણ પોતે તો એવો ને એવો શુદ્ધ છે. જેમ આકાશ ચાર ભૂતના સગે કરીને રંચ માત્ર પણ મેલો થાતો નથી તેમ એ આત્મા શુદ્ધ છે અને એને મનનદ્વારાએ કરીને એકતા સમજીને શ્રીજીમહારાજનું ભજન કરવું ને પોતાને પ્રત્યક્ષ મળ્યા જે શ્રીજીમહારાજ તેને સર્વે અવતાર થકી વિલક્ષણ સમજવા. ને એમનું જેવું બોલવું છે ને એમની જેવી ચાલ્ય છે ને એમની જેવી સુગંધી છે ને જેવી લાવણ્યતા છે ને જેવી દયા છે ને જેવું ઐશ્વર્ય છે, જેવું બળ છે, જેવી શક્તિ છે, જેવું જ્ઞાન છે, જેવું તેજ છે, જેવું સ્વરૂપ છે, જેવો સ્વભાવ છે, જેવા ગુણ છે, જેવી વિભૂતિ છે, જેવું કરૂણપણું છે ઈત્યાદિક અનંત ગુણગણ મંડનરૂપ તો એક શ્રીજીમહારાજ છે એવા બીજા કોઇ નથી ને અક્ષરથી લઈને અવતાર પર્યંત એ સર્વે જે તે પુરૂષોત્તમ જે શ્રીહરિજિ મહારાજ તેમની ઉપાસના ને ભજન સ્મરણ કરે છે એવા જે એ શ્રીજીમહારાજ તેમની પ્રસન્નતાને અર્થે નવધાભક્તિ અતિશે હેત સહિત કરવી ને એ વારતા શ્રવણ મનનાદિકે કરીને અતિ દૃઢ કરી રાખવી એમ વારતા બહુ કરી ૧૪૮. અને જેને દશ વિશ કે સો પચાસ મનુષ્ય માનતા હોય તેને ગંડવા થાય છે ને તેના

ભેળા જે મનુષ્ય રહેલા હોય તે જો તે શાગને ન ઓળખે તો તેને પણ થાય છે માટે જ્ઞાનાંશનું એવે ઠેકાણે જરૂર કામ પડે છે અને જેને જ્ઞાન હોય તે તો ઓળખી કાઢે તેમાં લેવાય નહિ અને જે આવા મોટા સ્થાનકને વિષે રહેલા હોય તેને તો જ્ઞાનાંશની વાર્તા જરૂર સમજી જોઇયે. કેમજે કોઈક તો કોઠાર જોગ્ય હોય ને કોઇક તો ભંડાર જોગ્ય હોય, ને કોઈક તો પુજા કરવા જોગ્ય હોય એવાં અનેક પ્રકારનાં મનુષ્ય હોય છે તે સરવેને ઓળખીને જ્યાં જેમ ઘટે ત્યાં તેમ પ્રવરતાવું જોઇએ ને કોઇક બેઠાડુ હોય તે પણ જાણ્યું જોઇએ માટે જ્ઞાનનું કામ તો બહુ પડે છે ને માણસ ભેગાં કરવાં એ તો કાંઈ કઠણ જ નથી પણ તેને સદ્બુદ્ધિ આપીને હરિભક્ત કરવા એ કઠણ છે. એ તો જ્ઞાની ભક્તને જ આવડે છે. ને ગંડવા તો માસ બે માસ છ માસ રહે ને કોઈકને તો આવરદા પર્યંત રહે છે. તે તો લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ, માન ઇત્યાદિક સંબંધ હોય છે તેને જ્ઞાનવાક્ય ઓળખે છે ને બીજાને તો ન જ ઓળખાય, તે ઉપર વિવેકસારની વાર્તા કરી દેખાડી. ને શ્રીજીમહારાજ બોલ્યા જે આવાનો સંગ ગમે છે ને આવી રૂચિ છે એવી રીતે વારતા બહુ કરી ૧૪૯ અને જ્ઞાની ભક્ત હોય તે તો અતિશ્રેષ્ઠ હોય ને તેનાં વચન પણ ધર્મ જ્ઞાનાદિકે કરીને યુક્ત હોય માટે બળવાન્ બહુ હોય ને તેના વચનને વિષે વિશ્વાસપૂર્વક ત્વરાવાન્ થઈને મુમુક્ષુ જો શ્રવણ કરે તો સત્ય અસત્યની વિગતિ તથા બહુ બુદ્ધિમાન્ ને અલ્પ બુદ્ધિમાન્ હરિભક્તની વિક્તિ જણાઈ આવે છે અને શ્રવણ મનનાદિકે કરીને જ્યારે જ્ઞાનાંશ પકવતાને પામે છે ત્યારે વક્તાના સર્વે વચનનું પ્રમાણ થઈ આવે છે માટે ગમે તેવા પંડિત હોય ને ગમે તેવા ડાહ્યા હોય ને ગમે તેવો મોટેરો હોય ને ગમે તેવો વાચાળ હોય તે સર્વેની પરીક્ષા આવી જાયછે. જે આ બહુ બુદ્ધિમાન્ ભક્ત છે ને આ નથી. માટે મુમુક્ષુને સંગ, સોબત, વાત ચિત ઇત્યાદિક સર્વે સત્ પુરૂષનીજ ક્રિયા ગમે છે. ને એમના વચનને વિષેં જે બળ છે તેને દૃષ્ટાંતે કરીને કહે છે. શ્રીજીમહારાજની મરજી પ્રમાણે વર્તતા ને ધર્મવાળા ને ગરીબ એવા જે સપ્તઋષિ તેના વચનનો ઉપરીચર વસુએ જો અનાદર કર્યો તો વેમાનમાંથી પડીને પૃથ્વી ઉપર પડી ગયા ને વળી પાતાળમાં પણ પેસી ગયા અને ઇંદ્રે જો એમનું અપમાન કર્યું તો ધાંન ને દાંતને હજારો વરસ સુધી વૈર રહ્યું, એવું મહત્ પુરૂષના વચનમાં બળ છે ને શ્રી રામચંદ્રજીએ પરસુરામને રાંક બ્રાહ્મણ કરી મુક્યા એમ મોટાના સંકલ્પમાં પણ અપાર બળ રહ્યું છે ને હરજી ઠક્કરના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૧૫૦ અને ત્યાગી તથા ગૃહસ્થ સતસંગ કરે છે પણ

ઉપરછલો કહેછે પણ જીવમાં પ્રવેશ કરાવતાં આવડતો નથી ને સત્ પુરુષ પાસેથી એવી જુક્તી પણ શિખતા નથી. ઉપરછલો સત્સંગ કેમ જાણવો ? તો બાહ્ય દ્રષ્ટિએ કરીને શ્રીજીમહારાજની નવધા ભક્તિ કરે છે પણ હાણ્ વૃદ્ધિનો અંતરમાં તપાસ કરતા જ નથી. એને ઉપરછલો સત્સંગ જાણવો. તેનિ વિક્તિ:કોઈકને તો પ્રાકૃત તથા સંસ્કૃતના ગ્રંથને ભણવાને વિષે ને લખવાને વિષે લગનિ થાય છે ને કોઇકને તો જ્ઞાન વિદ્યાદિકને વિષે લગનિ છે ને કોઇકને ગ્રહસ્થને કથા વાર્તા કિર્તન સંભાળવાને વિષે લગનિ ને કોઇકને તો ગ્રહસ્થ હરિભક્ત સાથે ભાઈ બંધાય રૂપ સુવાણુને વિષે લગનિ તથા કોઇકને ધર્મશાળાઉ તથા ફૂલવાડી તથા કુવા વાવ્ય તથા ખેતિ કરાવ્યાને વિષે લગનિ થાય છે. એ સર્વે ભક્તિ તો ખરી પણ ઉપરછલી કેવાય છે. એતાં દેહરૂપ થઈને અહંમમત્વ સોતા કરાય છે. માટે સત્પુરુષના સંગે કરીને ધર્મજ્ઞાનાદિક જીવને વિષે પ્રવેશ કરાવી ને સાધુ થતાં આવડતું નથી ને સાધુ તો તો થવાય જો મનગમતા વિષયની પ્રાપ્તિયે કરીને મન ટાઢું ન થાય ને અપ્રાપ્તિયે કરીને મન ઉનું ન થાય. એ વાતો શ્રીજીએ વચનામૃતમાં પણ કહી છે. ને દેહરૂપ થઇને રૂપ, કુરૂપ, બાળ, જોબનાદિક અનંત પદાર્થને જુએ છે ને શ્રોત્ર, ત્વક્, રસના, ઘ્રાણે કરીને પણ વિષય સુખને ભોગવેછે ને જાણે છે પણ પોતે પોતાના સુખને ભોગવતો નથી ને પોતે પોતાના રૂપને જાણતો પણ નથી એજ સર્વે અજ્ઞાનીમાં અતિશે અજ્ઞાની છે ને એજ ઘેલામાં અતિશે ઘેલો છે અને એજ મૂરખમાં અતિશે મૂરખ છે, એ જ નિચમાં અતિશે નિચ છે, જે અંતર સન્મુખ દ્રષ્ટિ કરીને પોતાના રૂપને જોતા નથી ને સત્સંગ જીવમાં પ્રવેશ કરાવતો નથી.* ૧૫. અને વળી મળ મૂત્રના ભર્યા થકા પૂજા ન કરવી ને ન્હાઈ ધોઇને પૂજા કરવી, એમ શ્રીજી મહારાજે વચનામૃતમાં[1] કહ્યું છે માટે આત્મસત્તા રૂપ થઇને લોભ, કામ, રસાસ્વાદ, માન, ક્રોધ, ઈર્ષ્યા, કપટ. હિંસા, મત્સર ઈત્યાદિક જે અધમ સર્ગ તેને કાઢીને ને ધર્મસર્ગ જે જ્ઞાન વૈરાગ્ય, શમદમાદિક ગુણ તેને જીવને વિષે પ્રવેશ કરાવવાને અર્થે વારંવાર તપાસ કર્યા કરવો જે મારે વિષે સાધુના ગુણ કેટલા આવ્યા છે ને કેટલા આવ્યા નથી ને શ્રીજીનો કેટલો વિશ્વાસ છે ને નૈષ્ઠિક ને અહિંસા, ધર્મ ને જ્ઞાન વૈરાગ્ય ને શ્રીજીનું મહાત્મ્યે સહિત જ્ઞાન ને સત્પુરુષનો મહિમા કેટલો આવ્યો છે ને કેટલો નથી

---

* પ્ર૦ પ્ર૦ ૨૦ મું વચમૃત ૧ અમદાવાદનું ૨ જું વચનામૃત

આવ્યો એમ તપાસ કરીને પાયો પાકો કરવો; કેનાં અસદ્ભાવને અંતરમાંથી કાઢીને જીવને વિષે સત્સંગનો વેગ લગાડી દેવો એમ નિરંતર વિચાર કર્યા કરવો ને એમાં વૈરાગ્ય પામવો નહીં એવી રીતે તપાસ કર્યા કરવું ને એમ તપાસીને જો ન વર્તે ને ઉપરછલો વરત્યા કરે ને તેને કોઇ કારસો આવે તો સત્સંગને વિષે પગ ટકે નહીં ને કેજે આણે કારસો કર્યો. પણ પોતાની ભુલ્ય જુએ નહીં એવી રીતે વાર્તા બહુ કરી. **૧૫૨.** અને સર્વે વરણને વિષે ધર્મ કેમ રહ્યો છે એ પ્રશ્ન; ઉત્તરઃ કોઇકને વિષે તો અર્થ[1] ને લઇને ધર્મ રહ્યો છે ને કોઇકને વિષે તો કામને લઇને ધર્મ રહ્યો છે ને કોઈકને કપટે કરીને ધર્મ રહ્યો છે ઇત્યાદિક ઘણે પ્રકારે કરીને રહ્યો છે પણ કેવળ મોક્ષને અર્થે નથી જણાતો.[2] એકે કહું જે ત્યાગીને હશે ? એમાં પણ નાતને લઇને તથા પ્રબંધે કરીને રહ્યો છે તે મોક્ષને અર્થે કેમ થાય ? સત્પુરૂષને ઓળખીને તેમનો સંગ મન, કર્મ, વચને કરીને કરે ને તેમના હાથ તળે રહ્યો થકો વર્ત્યા કરે તો મોક્ષને અર્થે થાય છે ને એમ વર્તે તો અર્થ ધર્મ કામપર થઈ જાય છે એ રીતે બહુ વાર્તા કરી ને અર્જુનના શૂરવીરપણાની વાર્તાએ કરીને બીજા શૂરવીરની પણ બહુ વાર્તા કરી.

**૧૫૩.** અને નિશ્ચયનું શું લક્ષણ છે એ પ્રશ્ન. ઉત્તરઃ ઓળખવું કે જ્ઞાન એને કહેતા હશે ને એકે કહું જે નિશ્ચયનું કાંઈ ઠેકાણું નથી ને પ્રથમ તો અતિશે જાણતો હોય ને પછે કાંઇ રહે નહીં. ત્યારે બોલ્યા જે એવાને તો પ્રથમથી જ નહીં હોય ને કાંઈક લગાર ઇંદ્રિયુમાં હશે તે કાંઇ અસમર્થ ચરિત્ર જણાઇ આવે તેણે કરીને ટળી જાય છે. **૧૫૪** અને સર્વે ક્રિયાને કરતા થકા અકર્ત્તા કેમ સમજવા ? એ પ્રશ્ન ઉત્તરઃ **रामो न गच्छति न तिष्ठति**[2] એમ અકર્ત્તા શ્રીજીમહારાજ નથી. એતો અક્ષર ધામને વિષે જેવા અલૌકિક ઐશ્વર્ય, પાર્ષદ અને સામર્થી સોતા વિરાજે છે તેવા ને તેવાજ મનુષ્યભાવને વિષે પણ વર્તે છે એવા થકા અક્ષર થકી પર છે ને સર્વના નિયંતા છે ને સર્વ પ્રકાશક છે ને સર્વ કર્ત્તા છે એવા જે મહારાજ તેમની જે સર્વ ક્રિયા છે તે જીવના કલ્યાણને અર્થે છે ને નાનાકાર છે ને પોતાના સુખને અર્થે નથી. માટે અકર્ત્તા છે. જેમ કોઈક સો મનુષ્ય મારી નાંખ્યા હોય અને બીજાં સોને મારવાને અર્થે સોમલ ખાર લાવીને લાડવાનું જમણ

---

**૧ પૈસા પ્રાપ્ત કરવા અને સ્ત્રી પરણવાની ઈચ્છાથી કેટલાકો વર્ણાશ્રમના ધર્મ પાળે છે એટલે નાત જાતની મર્યાદા માને છે. પણ જો નિષ્કામભાવથી વર્ણાશ્રમ ધર્મ પાળે તો મોક્ષ થાય ૨ રામ જતાય નથી તેમ ઉભા રહેતાય નથી.**

કરાવતા હોય ત્યારે એ તે મારે છે કે જમાડે છે? એ તો મારે જ છે. ને જેમ કોઈ કામ્ય યજ્ઞ કરે છે, ને તેમાં દેવને આરાધે છે ત્યારે એ તે દેવની આરાધના કરે છે કે સ્વર્ગ સુખને અર્થે કરે છે. એ તો સ્વર્ગ સુખને અર્થે જ કરે છે. તે પરમેશ્વર જે તે ઊંચ નીચ જોગ્ય અજોગ્ય જે જે ક્રિયા કરે છે તે સર્વે જીવના કલ્યાણને અર્થે જ કરે છે. પણ પોતાના સ્વાર્થ અર્થે લેશમાત્ર કરતા નથી માટે સર્વે ક્રિયાને કરતા થકા અકર્તા છે, એમ અજાની જીવ નથી સમજતા. ને પોતા જેવા જાણી-ને લોભ, કામાદિકના ભાવ ઇશ્વરને વિષે કલ્પે છે અને તે શાસ્ત્રને વિષે એના કલ્યાણને અર્થે નિયમ કર્યા છે તે:પણ કલ્પે છે ને દ્વેષ કરે છે માટે અસુર ભાવને પામી જાય ને એના કલ્યાણને અર્થે પણ થાતો નથી ને એમનાં ચરિત્ર તે સર્વે દિવ્ય છે ને જીવના કલ્યાણનો છે આગ્રહ જેમ-ને વિષે એવા છે ને કોઇકનું પદાર્થ લઇને કોઇકને દેઈ દે છે ને કોઇકની વહુ[1] દીકરી કોઇકને દઇ દે છે ને કોઇકની બહેન સ્ત્રી હોય તે કોઇકને દઇ દે છે, એવાં અનંત પ્રકારનાં ચરિત્રને દિવ્ય સમજે ને એમ જાણે જે એનુ કલ્યાણ તે એમ કર્યે જ થાતુ હશે. એમ અલૌકિકપણું સમજે ને એમ પણ જાણે જે મહારાજને તો કોઇ પદાર્થ જોતું નથી ને જે ગ્રહણ કરે છે તે તો જીવના કલ્યાણના અર્થે કેવળ દયાએ કરીને જ કરે છે ને પોતે તો અન્ન-જળ વિના વાયુભક્ષણ કરીને પણ રેના માટે સર્વે ક્રિયાને કરતા થકા પણ ભગવાન્ અકર્તા છે, ને સર્વે ક્રિયાઓ કલ્યાણ રૂપછે ને દિવ્ય-રૂપ છે. ત્યાં

**जन्म कर्म च मे दिव्य मेवं यो वेत्ति तत्त्वतः**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति [2]सोऽर्जुन**
**नमां कर्माणि लिम्पंति नमे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभि जानाति कर्मभि न [3]सबध्यते ॥**

**૧૫૫** અને જીવાત્માને મનન દ્વારાએ કરીને અસુરના સાધર્મ્ય પણાને

---

૧ રામચંદ્રજી એ વાળી ને મારી તેની સ્ત્રીને સુગ્રીવને આપી હતી તથા રાવણને મારી વિભિષણને મંદોદરી પરણાવી હતી તેમ

૨ ગીતા અધ્યાય ૪ શ્લોક ૯ હે અર્જુન! મારાં દિવ્ય જન્મ અને કર્મને જે તત્ત્વ વડે કરીને જાણે છે તે આ શરીરને મુકીને પુર્નજન્મ પામતો નથી પણ મને પામે છે. ૩ ગીતા અધ્યાય ૪ શ્લોક ૧૪ કર્મ મને લાગતાં નથી તેમજ ફળની મને ઇચ્છા નથી એમ જે, મને જાણે છે તેને બંધન થતું નથી

પમાડ્યો હોય ને સત્તારૂપે વર્તતો હોય ને જગતનિ સર્વ ક્રિયાને સ્વપ્ન તુલ્ય ને નાશવંત ને કાખના મુવાળા જેવાં અતિ તુચ્છ સમજતો હોય ને તેને શ્રી હરિજિ મહારાજ કહેજે જગતના સર્વે વૈભવ અસત્ય છે ને અતિશે દુઃખરૂપ છે ને અસાર છે તો એ વચન જથાર્થપણે સત્ય મનાઈ જાય છે ને એવા જ્ઞાની ભક્ત તો જીવાત્માને નિર્દોષ ને અકર્ત્તા માને છે ને શ્રી હરિજિને અલૌકિકને અકર્ત્તા સમ્યક પ્રકારે સમજીને જે ભજન સ્મરણ કરે છે તેને પણ કર્મ ફળ વળગતું નથી ને અર્જુને યથાર્થ મહિમા ને અકર્ત્તાપણું ઇશ્વરને વિષે સમજીને પોતાને આત્મસત્તા રૂપે માનીને અકર્ત્તાપણે વર્ત્યા તો કર્મ વળગ્યું જ નહિ. ત્યાં શ્લોકઃ

**नकर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते[1]**
**यस्यनाहं कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते[2] ।**
**नैव किञ्चित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन् शृणवन्स्पृश जिघ्रन्नश्नन्गच्छन्श्वसन्स्वपन् ३**
**प्रलयन्विसृजन्गृह्णान्नु न्मिषन्नि मिषन्नपि ।**
**इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति [3]धारयन् ४**

એવી રીતે જ્ઞાની ભક્તનું વર્તન કહ્યું ત્યારે પરમેશ્વરનું તો તે કરતાં પણ અતિશે અકર્ત્તાપણે કરીને વર્નન સર્વે શ્રુતિ સ્મૃતિ ને વિષે કહ્યું છે તે કર્તા, અકર્ત્તા અને અન્યથા કર્ત્તા પરમેશ્વર છે. **૧૫૬** અને ઘરમાં રહેતા હૈએ ત્યારે બહુ મહિમા જણાય છે ને ભેગા રહે નથી જણાતો તે કેમ એ પ્રશ્ન. ઉત્તર એ જે એકતો ત્યાગીને વિષે રહ્યા ને વેશે કરીને સરખા થયા ને વળી ભેગા રહે કરીને જેનું જેવું વર્તન હોય તે જણાઇ આવે છે માટે

---

૧ ગીત અ. ૫ શ્લોક ૧૪ મો. પરમાત્મા લોકના કર્ત્તાપણાને કે તેમનાં કર્મોને તેમજ કર્મ અને ફળના સંયોગને ઉત્પન્ન કરતા નથી પણ પ્રકૃતિથી જ તે થાય છે. ૨ ગીતા અ ૧૮ શ્લોક ૧૭ મો જેનામાં કર્તાપણાનો અહંભાવ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તેવો પુરૂષ. ૩ ગીતા ૫ શ્લોક ૮–૯ તત્વને જાણનાર તો જોતો થકો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, જમતો, ફરતો, નિદ્રાલેતો, શ્વાસ લેતો, બોલતો, આપતો, લેતો, નેત્રોને ખોલતો તથા ઉઘાડતો હોય તો પણ યુક્ત અહાર વિહાર વાળો તે હું કાંઈ કરતો નથી એમ ધારે છે અને એમ માને છે કે એ તો ઇન્દ્રિયો ઇંદ્રિયોના અર્થમાં વિચરે છે.

ભાર રેતો નથી ને જે મોટા પુરૂષ હોય તે શિક્ષાપત્રી, ધર્મામૃત ને નિષ્કામ શુદ્ધિ પ્રમાણે વર્તે છે ને બીજાને પણ એમ વર્તવાની વાર્તા કહે છે તેનો તો મહિમા સહેજે રહે છે ને જે સત્ય અસત્યને ઓળખતો હોય તેને તો ગડબડયાનો ભાર રહે નહીં એવી રીતે બહુ વારતા કરી. ૧૫૭ અને સુતાર ખીમા ભકતે[1] મહારાજની લીલાની વાર્તા બહુ કરી. તેને સાંભળીને કહે જે મહારાજે તો સુખ દીધામાં ખામી રાખી નથી પણ આપણે મહિમા સમજતા નથી ને કેવળ ખોટય જ ખાઇએ છીએ. મહિમા સમજે ત્યારે કેમ વર્તાય? ત્યારે બોલ્યા જે શ્રીજી સામું જોઈ રહેવાય. ત્યારે સંતે કહ્યું જે જીુએ કરીને બહુ સુખ જણાતું નથી. તેમણે કહ્યું જે જોયામાં બહુ સુખ રહ્યું છે એની પ્રાપ્તિને અર્થે તો મોટા મોટા જે તે અહંમમત્વને મુકી દેછે. તેનો ઉપાય કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ છે. તેની વાર્તા વિસ્તારીને કરી જે. જ્ઞાન યોગ જેતે પકવ હોય તેને એમ વર્તે છે. અને **न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः कर्मण्यकर्मयः पश्येद कर्मणि च कर्मयः**[2] એ રીતે બહુ વાર્તા કરી. ૧૫૮ અને માંવે ભકતે કહ્યું જે ગરૂડને સંશેકેમ થયો? એ પ્રશ્ન. ઉત્તર જે શ્રીજીમહારાજના દિવ્ય ભાવને મનુષ્ય ભાવ ને નકી સમજીને ઠેરાવ કર્યો નહોતો, ત્યારે સંશે થયો. એ એનો ઠરાવ કરવો. એ પ્રશ્ન. ઉત્તર જે મનુષ્ય ભાવ છે તેને તો આપણે સર્વે દેખીયે છીએ તેને વિષે દિવ્ય ભાવ સમઝવો ને એ મનુષ્ય રૂપ મુર્તિને વિષે કેટલાકને તો એમ જણાય છે જે મહારાજ કાઠીના અસ્વાર સોતા તેડવા આવે છે એમને દિવ્ય રૂપ કરી દીધા ને કોઇક ભક્તને વિષે તો ચોવિસ અવતાર લીન કરાવી દે છે ને કોઇક ભક્ત ઇછે જે એ કેવા હશે તો તત્કાલ તેને દર્શન કરાવે છે ને જે અવતાર છે તે તો જેમ પોતાના દૃઢ ભક્ત હોય છે તેને પણ અક્ષરધાંમનાં દર્શન ક્યારેક કરાવે છે ને જે અવતારી શ્રીજી મહારાજ છે તે તો જેવા તેવા હજારૂ પાકૃત મનુષ્યને અક્ષરધાંમનાં દર્શન વારંવાર કરાવે છે ને અંતકાળે પોતાના ભક્તને તેડવા આવે છે ને વળી યવન જૈનાદિકને એમના ઇષ્ટિદેવનાં દર્શન કરાવે છે તે જે તે પોતપોતાના સેવકને વાર્તા કરે છે જે પરમેશ્વર તો આ સ્વામીનારાયણ છે ને એમ સરવે તો એમના

---

૧ ખીમા સુતાર પણ સુરાખાચર અને બ્રહ્માનંદ સ્વામીની પેઠે મહારાજના સખા હતા. ૨ લોકોનાં કર્ત્તાપણાને તથા કર્મને પરમેશ્વર સૃજતા નથી. કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જે જીુએ. ( ગીતા )

સેવક છીએ એવી રીતે અનેક પ્રકારની વાર્તા કરીને શ્રીજી મહારાજનો નિશ્ચય કરાવાને સત્સંગી કરી દે છે. એવી રીતે અનેક પ્રકારની અલૌકિક અને દિવ્ય સામર્થિ સત્સંગને વિષે જોઇને મનુષ્ય ભાવને દિવ્ય ભાવ તે એક જ છે એવી રીતે અતિશે નિશ્ચય કરવા એમ વાર્તા બહુ કરી. **૧૫૯** અને નામને તો સ્વરૂપ, ગુણ ને ચરિત્રનો સંબંધ રહે છે ને એ ત્રણેને પણ નામનો સંબંધ રહે છે. ગુણ ને ચરિત્રમાં શો ફેર છે? ઉત્તર: પુંડરિકાક્ષ પુંડરિકવદન, નિષ્કલંક, ચંદ્ર વદન આદિક સ્વરૂપ નિર્ણય છે ને અતિ દયાળું, અતિ કૃપાળુ, અતિ વાત્સલ્ય પણું આદિ ગુણ નિર્ણય છે અને ચરિત્ર તો જે નાના પ્રકારની ક્રિયાઓ કરી છે. તે **૧૬૦** અને જીવને શાસ્ત્રને વિષે શુદ્ધ કહ્યા છે તેમને વિષે કર્મ—માયા કેમ સમજવા? એ પ્રશ્ન. ઉત્તર: જીવનો અનાદિના જ માયાત્મક જ છે ને કર્મ ને માયા ભિન્ન નથી. તે કઈ માયા? ને જીવને વિષે ઇચ્છા રૂપે રહી છે. જેમ બિજ-વિષે અંકુર છે તેમ અવ્યક્તપણે રહી છે. માટે કર્મ ને માયા જુદા પણ છે ને અનાદિના ભેગાં પણ છે અને સત્શાસ્ત્રને વિષે જે જીવને શુદ્ધ કહ્યા છે તેવો તો મહત્પુરૂષની સેવાયે કરીને થાય છે. તે વાત મુક્તાના ભેદના વચનામૃતને[1] વિષે શ્રીજી મહરાજે કહેલી છે. **૧૬૧** અને જીવ, માયા અને પરમેશ્વર એ ત્રણે અનાદિ છે[2] તેને મધ્યે પુરૂષોતમ સર્વ કારણુને સર્વ કર્તાપણું કેમ છે એ પ્રશ્ન: ઉત્તર જે પુરૂષોત્તમ તો માયાને જીવને સ્થુળ સૂક્ષ્મપણાને પમાડી દે છે અને એને વિષે જે ક્રિયા કર્યાનું સામર્થ્ય ને પ્રકાશપણું ઇત્યાદિક અનેક પ્રકારની સામર્થી તો એમની આપેલી છે. માટે શ્રી હરિને સર્વ કર્ત્તા ને સર્વ નિયંતા ને સર્વ કારણપણું કહેવાય છે. **૧૬૨** અને **विद्याविद्य ममतन्** એ શ્લોકમાં એ બેયે કરીને બંધમોક્ષ કહ્યાં છે તે વિદ્યા તે શું પ્રશ્નઃ ઉત્તર જે વિદ્યા જે ધર્મને વિષે વર્તવું, જ્ઞાન શિખવું વૈરાગ્ય શિખવો ને શ્રીજીનો ને મોટા સંતનો મહિમા શિખીને નવધા ભક્તિ કરતાં શિખવી ને શમદમાદિક સાધન શિખવાં ને ભાગવત ધર્માદિક સાધન શિખવાં ઇત્યાદિક સર્વ વિદ્યા શક્તિ કહેવાય છે ને પંચ વિષયને વિષે સંગ રાખવો, દેહાભિમાન સોતા વર્તવું ઇત્યાદિક સર્વ અવિદ્યા શક્તિ કહેવાય છે. ને અવિદ્યાને જે વિદ્યા જાણાય છે તે પણ અવિદ્યા જ છે ને તે વિદ્યા પણ બે પ્રકારની છે તે અજ્ઞાની જીવ માત્રને વિષે ને ઐશ્વર્યાર્થીને વિષે રહી છે. ને અજ્ઞાનીમાં વિદ્યા તે શું? જે જપ, દાન,

---

૧ સારંગપુરના ૧૭ મા વચનામૃતમાં ૨ રામાનુજના વિશિષ્ટાદ્વૈત મતે

પુણ્ય ને વેદાધ્યયન, તીર્થ, વ્રતાદિક જે જે ક્રિયા કરે છે તે સકામ જુક્ત કરે છે માટે તે વિદ્યા તે અવિદ્યાજ છે ને જે ઐશ્વર્યાર્થી મહામુક્ત છે તેને વિષે જે વિદ્યા જણાય છે તે પણ અવિદ્યાજ છે ને સકામ છે માટે તે ઐશ્વર્યાર્થી । મૂળ પુરૂષ પર્યંત કહેવાય છે. માટે જે ભક્તની સન્મુખ વૃત્તિ છે ને વિષયને વિષે દોષાધ્યાંન છે તે જે તે વિદ્યાશક્તિ જુક્ત કહેવાય છે. જે જે ભક્તની સન્મુખવૃત્તિ છે અને વિષયને વિષે ગુણાધ્યાન છે તે જે તે અવિદ્યા શક્તિ જુક્ત કહેવાય છે. ને જે હરિભક્ત એમ નથી સમઝતા ને નિશ્ચયનુ કે મહિમાનુ બળ લઇને સ્વભાવ ટાળતા નથી ને જે હરિભક્ત શ્રીજી મહારાજની કે સત્પુરૂષની બીક રાખીને અંતર્યામી જાણીને પ્રકૃતિને ટાળે છે અને જે નથી ટાળતા એ બેને સરવાળે બહુ ફેર પડે છે. ને હમણાં તો સરખા જણાય છે. જેમ બે નાવ સમુદ્રમાં જાતાં હોય, તેનાં લગાર લગાર સુકાન મરડયાં કરે તો આગળ જાતાં સો બસો ગાઉનો ફેર પડી જાય છે તેમ જે સ્વભાવ ટાળતો હોય ને જે ટાળતો ન હોય તેમાં પણ એમ ફેર પડે છે ને કેવળ વિદ્યા શક્તિયે જુક્ત તો શ્વેતદ્વિપના મુક્ત તથા બદરિકાશ્રમના મુક્ત વર્તે છે. ને કર્તા, કર્મ ને ફળના સંગને વિષે આસક્તિયે રહિત વર્તે છે. ને જો કદાચિત્ દેશકાળાદિકના વિષમપણાએ કરીને એ મુક્તોને જો પંચવિષયને વિષે સન્મુખ ને ગુણાધ્યાન થઈ જાય તો વિદ્યાને વિષે પણ અવિદ્યા કહેવાય ને જે અક્ષર ધામના મુક્ત છે તેનો ગુણાતીત વર્તે છે. માટે એ નિર્ગુણ કહેવાય છે ને જે આ વાર્તાને શ્રવણ મનનાદિક નિદિધ્યાસ તેણે કરીને જથાર્થ સમઝ્યા હોય ને જો થોડાક દિવસના હરિભક્ત હોય તોપણ સંગ કુસંગને ઓળખે છે ને તેમાં લેવાતો નથી એમ બહુ વાર્તા કરી. ૧૬૩ અને કેમ સમજે તો નિરાકારની વાત શંકરાચાર્ય જેવા કરે તોપણ અંતઃકરણને વિષે ગંધજ પેસે નહી એ પ્રશ્ન.

ઉત્તર જે એમ સમઝે તો ગંધજ અડે નહીં જે શ્રુતિ સ્મૃતિ સર્વેને વિષે પરમેશ્વરને પરમેશ્વરનાં જે ગોલોક વૈકુંઠ ને બ્રહ્મપુરાદિક દિવ્યધામ તથા નંદ સુનંદાદિક દિવ્ય પાર્ષદ તથા લક્ષ્મીજી રાધિકાજી એ આદિક દિવ્ય શક્તિ એ સર્વે સાકાર કહ્યા છે ને સાકાર નિરૂપણની પણ હજાર શ્રુતિ સ્મૃતિયો છેઃ **श्रुतयः नित्यो नित्यानां चेतनो श्चेतना नाम् । सपेक्षत सर्वे निमेषा ज्जर ज्ञिरे विद्युतः पुरुषात् यदायदाहि धर्मस्य । जन्म कर्म चमे दिव्यम् । नमे पार्थास्ति कर्तव्यः** ઇત્યાદિક અનેક સાકારના પ્રમાણે કરીને દ્દઢ ઠરાવ કર્યો હોય ને શુદ્ધ સંપ્રદાયે

કરીને સત્પુરૂષ પાસેથી અધ્યાત્મજ્ઞાન શ્રવણ કર્યું હોય તો નરાકારની પ્રતીતિ સ્વપ્નમાં પણ થાય નહીં ને અસત્સંપ્રદાયના અસત્પુરૂષથી જ્ઞાન પામ્યો હોય તો નિરાકારની પ્રતીતિ થાય છે માટે સદ સદ્વિવેકનું કારણ તો સત્પુરૂષજ છે. **૧૬૪** અને સત્પુરૂષનો અવગુણ, કેમ સમજે તો ન આવે એ પ્રશ્ન ઉત્તર જે એમના ઠરાવ સામી દ્રષ્ટિ હોય તો ન આવે. તે ઠરાવ કે છે જે મહત્ પુરૂષ હોય તેમનુ વરતન તો પરલોકને અર્થે હોય ને દેહની આબરૂ કે સુખ તેને અર્થે ન હોય ને એમના સંગી હોય તેમને પણ પરલોકને વિષે સારૂ થાય એમજ ઇચ્છે છે ને તેમજ તેને વરતાવે છે અને આલોકનાં જે સુખ છે તે તો ચાર પ્રકારના પ્રલયે કરીને નાશ થઇ જાય છે ને દુખરૂપ થઇ છે ને સ્વ ન તુલ્ય છે એવી રીતે અનંત યુક્તિએ કરીને વાર્તા કરે છે સંત એવા **सुछिर्वति मनोवासं मुक्तिम पकादशी १६५** અને લોભ કામાદિકની ઇચ્છા અલ્પ જેવી જણાય છે પણ મુંબાઈ ને કાશી ને અરબસ્થાન ઇત્યાદેશને વિષે લઈ જાય છે ને તે તે દેશને વિષે દુખ ભોગવાવે છે પણ એ જીવ મુરખને ને અજાનીને સંસારમાં આસક્ત છે એટલે જણાતુ નથી. પણ લોભાદિકની વાસના તો અતિ મોટી છે તેને ટાળવાને અર્થે સત્પુરૂષના સંગે કરીને ધર્મ જ્ઞાનાદિક શિખીને પાયો અતિ પાકો કરવો ને ધર્માદિકની પ્રાપ્તિને અર્થે શુરવીર થઇને પુરૂષ પ્રયત્ન કરવો. ને **देहं पातयामि** કે **अर्थं साधयामि** એવી રીતે સાચા થઇને મંડે તો હિરણ્યકશિપુના દ્રષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. હિરણ્યકશિપુએ ઉંધે માથે તપ કર્યું ને શરીરમાં વાસડા સોસરા નિસર્યા તેમ સાચા શુરવીર થઇને પુરૂષ પ્રયત્ન કરવો એવી વાત કરી **૧૬૫** અને ધર્મજ્ઞાનાદિકની પકવતાએ કરીને માયિક વિષયની ઇચ્છા ટળી જાય છે તેણે કરીને કચરો ને કંચન સરખું જણાય છે તે એથનું પ્રયોજન જ્ઞાની ભક્તને રેતું નથી માટે જણાય છે ને સુખ દુખ છે તેનો જીવની સમઝણમાં રહ્યું છે જે આ વસ્તુ તો સુખદાયી છે.

ને આ વસ્તુ દુઃખદાયક છે એ તો અંતરમાં જે દઢ સમજણુની ગાંઠ પડે છે તેમાં રહ્યું છે. જુવોને "મોચિના વાંચીનારે, સઈ સુતારના રે" એવી રીતે અનેક જાતની ગાળ્યું છે પણ સાકર જેવી ગળી લાગે છે[1] ત્યારે સમજણુમાં જ રહ્યું છે માટે સત્ય અસત્યનો વિવેક કરીને ખોટું સમજે તો બાહેરથી ખોટું થઈ જાય છે. ૧૬૬ અને આસક્તિ તે કેને કહીયે ? એ પ્રશ્ન. ઉત્તરઃ જેને શ્રી હરિકૃષ્ણુજી મહારાજનું તથા તેમના અવતારનું તથા વેદાદિક સત્શાસ્ત્રનું તથા તેમના ધામનુ તથા સત્પુરૂષનું એ સર્વેના જે સત્યપણાનો વિશ્વાસ તેને આસ્તિકમતિવાળો ભકત કહીયે એવી રીતે વાર્તા બહુ કરી. ૧૬૭ અને જગત્ આદ્યે ન હોતું ને અંતે પણ નહીં રહે ને મધ્યે ઝાંઝવાના જળની પેઠે જણાય છે તે ભાગવતમાં તથા ગીતામાં કહ્યું છેઃ **यद्दि ह्मग्र आस**[2] **अव्यक्तादिनी भूतानि**[3] એ બે શ્લોકમાં વાર્તા છે. ૧૬૮ અને નાસ્તિકમતિ કેમ ટલે એ પ્રશ્ન. ઉત્તરઃ ધર્માદિકને પુરુષ પ્રયત્ન વડે કરીને અતિ પકવ કરે તો ટળે. ને વળી વિષયને વિષે જેમ જીવને સહજ લગનિ છે તે **चाष्टिव चकोर मलभास्तिमि कालकंठ**[4] એ શ્લોકને વિષે જેમ પોતપોતાના વિષયમા સહજ લગ્નિ કહિ છે તેમ શ્રીજિમહારાજનિ મહાત્મ્યે સહિત ભક્તિને વિષે લગ્નિ જોઇએ ને જેમ કાલર્મિઠ પર્વત ખોદીને તેમાં નાના પ્રકારની રચના કરવી પડે તારે વાર લાગે ને સ્વભાવ ટાળવાને અર્થે પુરુષ પ્રયત્ન કરવું પડે તેમાં ઉતાવળું થાવું નહિ એવી રીતે વાર્તા બહુ કરી. ૧૬૯ અને પુરુષ પ્રયત્ને કરીને પ્રકૃતિ ટાળ્યા વિના ટળે નહીં. વાછડાને વાસના છે તો ડેકે છે ને સહજ પ્રકૃતિ ટાલ્યાની જુક્તિ વચનામૃતમા કહી છે તેને શિખિને તે પ્રમાણે વરત્યાનો આગ્રહ કરવો. ૧૭૦ અને સત્વ, રજ અને તમો ગુણ જીવને અજ્ઞાન કાલે જે સરસ હોય છે ને સત્સંગને વિષે આવ્યા પછે પણ તે જ વૃદ્ધિને પાંમે છે તે સારૂ સત્પુરુષને સેવીને કાઢે તો જ નીસરે; નહીંતો રે છે. ને ધર્મજ્ઞાનાદિક જે અજ્ઞાન કાલે મુખ્ય પણે જીવમાં હોય છે તે જ સત્સંગમાં આવ્યા પછે વૃદ્ધિને પાંમે છે માટે મોટા પુરૂષોને સેવીને જો વધારે તો ચારે વૃદ્ધિને પામે. સત્સંગ કર્યાનું એ જ ફળ છે. ૧૭૧ અને અમે તો એકલી સાકર જ ખાઇએ

---

૧ લગ્નમાં ગાલો પણ મીઠી લાગે છે. ૨ આની પહેલાં કાંઈ નહતું. ૩ આદિ એટલે સર્ગ વખતે ભૂત અવ્યક્ત હતાં. ૪ પતગીઆ, માછલા બપૈયા જેમ પોતાના વિષયમાં આસક્ત છે તેમ ( સત્સંગી જીવનનું સ્તોત્ર )

છીએ ને તેમાં જો ધુળ્ય આવે છે તો તેને ઉલક કરી નાંખીયે છૈયે. એ તૈ શું કહ્યું ? તો એમ કહ્યું જે આત્મસત્તારૂપ ને જાણપણા રૂપ દરવાજે ઉભા રહ્યા થકા પુરૂષોત્તમ મહારાજનું દરશન કરીએ છૈએ. ને તેમાં જે જે લોભકામાદિક પેસવા આવે તો તેનો નાશ કરીએ છીએ એવી રીતે શ્રીજીની ચાકરીમાં સાવધાન ઉભા છૈયે એવી રીતે વાર્તા બહુ કરી ૧૭૨ અને લોભકામાદિક જે અંતર શત્રુ તેને આત્મસત્તારૂપ થઇને ટાળે તો શ્રીજી મહારાજનું ભજન સ્મરણ સુખે થાય ને તે શત્રુને ટાળવાને અર્થે મોટા પુરૂષની અનુવર્તીને વિષે વર્તવું એવી રીતે વાર્તા બહુ કરી. ૧૭૩ ને પંચ વિષય કેમ ભોગવવા એ પ્રશ્નઃ ઉત્તરઃ જેમ કોઈ વેરી મોટો મનુષ્ય હોય ને પોતાને ઘેર મેમાન થાય તો તેને સાકરનાં સીધાં આપવાં પડે છે પણ અભાવ સોતા આપવા પડે છે એમ દેહને વરતાવવો. ૧૭૪ અને રજોગુણી બુદ્ધિ જે તે મોક્ષ માર્ગને વિષે ચાલી શકે નહીં. ત્યાં તો સંત પુરૂષની આપેલ બુદ્ધિ પુગે છે. ૧૭૫ અને અયોગ્ય સંકલ્પો ટાળવાનો ઉપાય કહે છે જે શ્રીજીમહારાજનો મહિમા તથા આત્મનિષ્ઠા તથા વૈરાગ્ય એનો વારંવાર વિચાર કરવો ને તેનો અંતરમાં વેગ લગાડી દેવો તો ટળે. ૧૭૬ અને પંચ વિષયની રૂચિ અંતઃકરણમાં જ્યાં સુધી વરતે છે ત્યાં પર્યંત જ્ઞાનાદિક નિવાસ કરીને રહે નહીં ને શ્રીજીનું પણ એમ જ જાણવું. જેમ કુવામાં મોટી શિલા નિસરે તેમાં કોસ બે કોસમાં જલ ન થાય તેના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૧૭૭ અને ધર્મજ્ઞાનાદિકને વિષે જ્યાં સુધી રૂચિ નથી ત્યાં સુધી પાકો સત્સંગી ન કહેવાય માટે સત્પુરૂષને સંગે કરીને એ ચાર ને વિષે પકવ રૂચિ કરવી ને જે ઉત્તમ વિષય છે તે અતિ કનિષ્ટ કેમ થઈ જાય છે એ પ્રશ્નઃ ઉત્તરઃ એક તો શ્રીજીનો મહિમા અતિશે સમજે ને આત્મનિષ્ઠા પણ અતિદૃઢ કરે તો થાય. ૧૭૮ અને ઉત્તમ મધ્યમ ભક્તનું વર્તન કહો એ પ્રશ્ન. ઉત્તર જે ઉત્તમ જાગૃતને વિષે સુષુપ્તિની પેઠે વર્તે ને જે મધ્યમ તે તો જાગૃતને વિષે સ્વપ્નની પેઠે વિષય ભોગવે છે. ગુણનો વેગ તથા વિષયનો વેગ ધીરા રહીને શ્રીજી મહારાજનો મહિમા સમજીને જાણપણારૂપ થઇને ટાળવું તેની માનજીના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. ૧૭૯ અને અન્ન અને વસ્ત્ર એ બે વાનાં વિના ન ચાલે. બિજા સર્વે વિના ચાલ્યું જાય. તે માટે જેમ મહારાજ પ્રસન્ન થાય તેમ પુરૂષ પ્રયત્ન ધર્મ જ્ઞાનાદિક સંબંધી પ્રમાદ મેલીને કરવો. અને એ બે વાનાં તો પ્રારબ્ધ પ્રમાણે મલી રહે છે તે સારૂ દેહરૂપ થઇને શ્રીજીને વિસારવા નહી અહંવૃત્તિની વારતા બહુ કરી. ૧૮૦ અને લિંબુ તથા વઘાર તથા પુસ્તક

તથા વસ્ત્ર એને દૃષ્ટાંતે કરીને જેમ લિંબુનો રસ લગારેક હોય છે તે જેમાં નાંખે છે તે સર્વ વસ્તુમાં વ્યાપી જાય છે તેમજ વઘારને પણ જાણવું ને વસ્ત્ર તથા પુસ્તકને જોઇને ત્રાગે ત્રાગેને પાને પાને વૃત્તિ થઇ જાય છે તેમ અહંવૃત્તિ પણ દેહને વિષે નખથી લઇને શિખાપર્યંત વ્યાપીને રહી છે ૧૮૧ અને વિષયમાંથી પ્રીતિ કેમ ટલે એ પ્રશ્ન. ઉત્તર જે ચાર પ્રકારના પ્રલયની વાર્તાને સારી પેઠે સમજે તથા દેહાદિકને વિષે વૈરબુદ્ધિ સદાય રાખ્યાં કરે ને શ્રીજી મહારાજનો મહિમા સદાય સમજે તો પ્રીતિ ટળી જાય એમ વાતો બહુ કરી ૧૮૨ અને ઉપશમે કરીને ભક્તને ઐશ્વર્ય જણાય છે. પ્રથમ તો ઇંદ્રાદિકનાં તથા બ્રહ્માદિકનાં જણાય છે પછે વૈરાટ પુરૂષનાં જણાય છે પછે જેમ જેમ ઉપશમ અતિશે રેવા માંડે તેમ તેમ અધિક અધિક દેખાતા જાય છે. પ્રધાન પુરુષનાં દેખાય પછે મૂલ પુરુષનાં દેખાય. તે ઐશ્વર્ય વિઘ્ન રૂપ ને નાશવંત જાણીને ને શ્રીજીમહારાજનો મહિમા સમઝીને ઉપશમમાં રહ્યો થકો ભજન કર્યા કરે તો એકાંતિક ભક્ત થાય છે. ત્યારે કેશો જે ઉપશમ તે શું? તો ત્યાં કહીયે છીએ જે પોતાની ઇંદ્રિયું અને અંતઃકરણ એમની વૃત્તિયુંને ભગવાનના સ્વરૂપને વિષે અખંડ જોડી રાખવાં પણ પંચ વિષયને વિષે તણાવાં દેવાં નહીં તે ઉપશમ કહીયે. શ્રીજીમહારાજને સંભારવા તેતો અલૌકિક ઐશ્વર્ય ને અલૌકિક મહિમા સોતા વારંવાર અતિશે સંભારવા ને અતિશે પ્રકાશમાન જોયા કરવા ને ત્રણ ગુણના તથા પંચ વિષયના જે જે વેગ આવે તેને ટાળીને જાણપણા રૂપે વરતવુ એજ અક્ષરના ભાવ કેવાય છે. ને આંટી, અભાવ ને ઉપશમ એ ત્રણે કરીને વૈરાગ્ય ઉપજે છે. તેમાં ઉપશમે કરીને ઉપજે છે તે શ્રેષ્ઠ છે ને બીજા બે તો મધ્યમ ને કનિષ્ઠ છે ૧૮૩ અને માન કેમ ટળે? એ પ્રશ્ન. ઉત્તર જે માન ટળવાનો એ ઉપાય છે જે સર્વે વસ્તુને વિષે દોષ બુદ્ધિ તથા સર્વે ક્રિયા તે કાખના મુવાળા જેવી જાણે તથા ખાલી કુવાને વિષે જેમ પાણીને સીંચવું તેમાંથી કોઈ કાળે પાણી મળે જ નહીં એ વાર્તાને યથાર્થ સમજે તો ટળી જાય. ૧૮૪ અને કર્મ, ભક્તિ ને જ્ઞાન મુક્તના ભેદ છે તેની વિગતિ જે કર્મજોગ તે પોતાના વર્ણાશ્રમને અનુસારે ઉદ્યમ કરે તેમાંથી દશોંદ વિશોંદ શ્રીજી મહારાજને અર્થે કાઢે તેને કહીયે ને ત્યાગી થઇને નવધા ભક્તિ નિષ્કામપણે કર્યા કરે પ્રમાદ મુકીને તેને ભક્તિયોગ કહીયે ને સત્તા-રૂપ થઇને ગુણને ટાળતા થકા કૈવલ્યપણે ભક્તિ કરે તેને જ્ઞાનયોગ કહીયે. ૧૮૫ અને શ્રીજી મહારાજમાં શક્તિ રહી છે તેને કેમ સમજવી? તો જે મનુષ્ય પશુ આદિક સર્વે શ્રીજીની મૂર્તિ જોઇને અતિશે તણાય છે ને પોતે

પોતાની ક્રિયા કરવા સમર્થ થાતા નથી ને ભક્તમાં શક્તિ ને કાલમાં તથા નામમાં તથા વચનમાં શક્તિ રહી છે તેની વારતા વિસ્તારે કરીને કરી ૧૮૬ અને મારા સામું જોઇને પરમેશ્વરના ભક્તને માન ન રાખવું ને માંન તો ક્રોધ, મત્સર, ઈર્ષા, દ્રોહ ને કપટ તેનો આધાર છે ને કલ્યાણના માર્ગમાંથી પાડનારો છે માટે શત્રુની પેઠે મુમુક્ષુને તેનો ત્યાગ કરવો. ૧૮૭ અને મુને પુછ્યું જે ઋષભ દેવાદિક તથા શુક જડભરતાદિક ત્યાગી છે તેમાં કોણ શ્રેષ્ઠ છે. ? ઉત્તરઃ ઋષભદેવાદિક તો અતિશે શ્રેષ્ઠ છે ને જે પ્રેમી ભક્ત છે તેતો ઐશ્વર્યાર્થીમાં વળગી જાય ને જે જ્ઞાની છે તે તો બ્રહ્મરૂપમાં વળગી જાય છે એ બેયને પરસ્પર બાધ આવ્યો તે કેમ કરે તો ટળી જાય એ પ્રશ્નઃ ઉત્તર– એ બે જણ શ્રીજી મહારાજનો મહિમા સમજે તો ટળે તે ઉપર વજ્રની ખીલીનું વચનામૃત વંચાવ્યું. ૧૮૮ અને દિવ્યભાવ ને મનુષ્યભાવ એ બે તુલ્ય છે, રંચ માત્ર ફેર નથી ને જ્ઞાંન વૈરાગ્યાદિક સાધને કરીને નિરવાસનિક થવાય તો સર્વ પ્રકારે માહાત્મ્ય સમજાય છે ને અહંવૃત્તિની ઘણેક પ્રકારે વાત કરી ને આત્મસત્તારૂપે વર્તતો હોય તોપણ અહંપણું રહે છે માટે અતિશે વિચાર કર્યાનો આગ્રહ કરે તો ટળે. ૧૮૯ અને પૃથવિ આદિક જે અષ્ટ આવરણ છે તેને દેહને વિષે દેખાડીને વાર્તા કરી ને ચાર પ્રકારે જીવનાં કલ્યાણ થાય છે તેમાંથી શ્રેષ્ઠ તે કયો ? એક તો શ્રીજી, ને બીજા સત્પુરુષ એ બે ને મૂર્તિ ને સતશાસ્ત્ર એ બે તેથી લગારેક ન્યુન છે. ૧૯૦ અને ત્વચાદિકની જે વૃત્તિ છે તેને પાછી વાળવી તેની એમ વિગત છે જે જાણપણારૂપે રહીને શબ્દાદિક વિષય સન્મુખ જે ઇંદ્રિયુની વૃત્તિ છે તેને જીવને વિષે હોમ્યાં કરે તો વાસના માત્રનો નાશ થઈ જાય છે ૧૯૧ અને શ્રીજી મહારાજના ભક્તને બીજા અવતારના ભક્તમાં કેટલો ફેર છે એ પ્રશ્ન. ઉત્તરઃ મહારાજનો ભક્ત જેવો તેવો ઐશ્વર્યાર્થી હોય તે જેવા તો બીજા એકાંતિક ભક્ત પણ ન થાય અને આ સત્સંગને વિષે તો રામકૃષ્ણ, ઋષભદેવ, દત્ત, કપિલ જેવા સંત વર્તે છે તો આજની મોટયપની શી વાર્તા કહીયે ! ૧૯૨ અને શ્રીજી મહારાજ તો આ સમે અઢળ ઢળ્યા છે તે સરવે મનુષ્યમાં તથા હરિભક્તમાં તથા એકાંતિક ભક્તમાં શ્રીહરિજિ કેમ રહ્યા છે એ પ્રશ્નઃ ઉત્તર જે પ્રથવિ ને ડોલાયેલ જળ ને શુદ્ધ નિર્મળ જળ એમને વિષેસૂર્યાદિક ભાસે છે તેમ પ્રકાશ મૂર્તિમાન ને અલૌકિક સામર્થી સોતા તારતમ્યપણે રહ્યા છે. * **तरत मतञ्चकास्य नलवत्स्व कृतानु कृतिः** એમ ૧૯૩ અને જીવને એટલુંજ કરવા યોગ્ય છે જે સર્વે ઇંદ્રિયોની વૃત્તિને પિંડિ કરણ કરવું કેતાં પંચ વિષયમાંથી પાછી વાળીને સ્વરૂપને વિષે હોમવી ૧૯૪

અને નિષ્કુળાનંદ સ્વામીએ પુછ્યું જે સર્વેનું કલ્યાણ સરખું થાશે કે નહીં થાય ? ઉત્તર જે સર્વે નોરમાં ચાલ્યા જાય છે તેમાં પણ જે અધિક ભજન સ્મરણ કરતા હશે તે મુક્તાનંદ સ્વામી ને પર્વત જેવા થાય છે ૧૯૫ અને હરિભકતે કહ્યું જે હે મહારાજ ! હેત રાખજો તે ઉપર વાર્તા કરી જે દેવલોકને વિષે બહુ સુખ છે ને તેથી વૈરાટ પુરુષને વિષે ને તે થકી પ્રધાન પુરૂષના તે થકી મૂળ પ્રકૃતિ પુરુષના એ સર્વે લોકને વિષે અધિક અધિક સુખ છે ને એ સર્વે કરતાં અક્ષર ધામને વિષે અતિશે સરસ સુખ છે ને એ થકી પણ શ્રીજી મહારાજની મૂર્તિને વિષે તો અતિ અધિક સુખ રહ્યું છે પણ એ સર્વે સુખના આપનારા શ્રીજી મહારાજ છે એવી રીતે મોટયપ સમજે તો સેહેજ હેત રહે છે ને એમ સમજણ વિના જે હેત છે તે તો પ્રાકૃત છે ને સુવાંણ છે તે અંતે જાતાં રહે નહી. અહંવૃત્તિની વાર્તા બહુ કરી તે બરડાના૧ વાંસના દૃષ્ટાંતે કરીને. ૧૯૬ અને શિખર ચઢીને મંદીર સંપૂર્ણ કયારે થાય ? એ પ્રશ્નઃ ઉત્તર જે ધર્મ જ્ઞાનાદિક તે પુરુષ પ્રયત્ને કરીને જ્યારે અતિશે પકવ થાય ને તેણે કરીને મૂળ વાસના ( નર્મૂળ) થઈ જાય ત્યારે શિખર ચઢે ને મંદિર પુરૂં થયું કેવાય ને તે વિના તો અધુરૂંજ કેવાય છે. ૧૯૭ અને મોટા પુરુષનું એ લક્ષણ છે જે પોતે અક્ષર-રૂપે વરતે ને મુમુક્ષુને પણ અક્ષરરૂપ સ્થિતિ કરી આપે, સત્, અસત્, વિવેક રૂપ ઉપદેશે કરીને શ્રીજી મહારાજને વિષે ને સત્પુરૂષને વિષે જે સંગ કરવો તે અતિ આસક્તિયે રહિત કરવો તે અક્રિણિયા ને જાર સ્રીના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૧૯૮ ને કોઇક તો જ્ઞાન વાર્તા સમજે છે ને વરતતા નથી ને કેટલાક તો સમઝતા નથી ને વરતે છે ને કેટલાક ને વિષે તો એ બેય છે અને કોઇકને વિષે તો એ બેય નથી તે શ્રીજી મહા-રાજ કહે અમે તો જ્ઞાન વૈરાગ્યાદિક જે સરવે અમારી સંપતિ તે સર્વે સાધુને ને સત્સંગીને સોંપી છે ને અમે તો સર્વેનાં દુખ લીધાં છે તે સર્વે સુખે કરીને પ્રભુ ભજો, એવી રીતે મહારાજ બોલ્યા ને પુરૂષોત્તમનું સ્વરૂપ, સ્વભાવ, ગુણ ને વિભૂતિ છે તેને તે સર્વે અવતાર કરતાં વિલક્ષણ છે. ૧૯૯ ને ગમતું, દાસપણું અને ઉપાસના એ ત્રણને વિષે કેટલો ફેર છે ? એ પ્રશ્ન. ઉત્તરઃ ઉપાસના તો અંગી છે ને એ બે તો અંગ છે. ને ઉપાસના જેને દૃઢપણે ન હોય તો ગમતું ને દાસપણું તો બીજાનું પણ કરવા માંડે

---

૧ કાઠિયાવાડમાં બરડા ડુંગર છે. * વેદ સ્તુતિનો શ્લોક છે. તેનો ભાવાર્થ એ છે કે તારતમ્તાએ કરીને પ્રભુ રહે છે.

માટે ઉપાસના તો અતિ શ્રેષ્ઠ છે ૨૦૦ અને શ્રીજી મહારાજનું ગમતું જે યથાસ્થિતપણે કરે તો બહુ મોટયપને પાંમે છે. જાનકીજીને વિષે ભક્તપણામાં કાંઇ વાતની કસર નહોતી ૨૦૧ અને અજ્ઞાન ને રાગ કેને કેયે એ પ્રશ્ન. ઉત્તર જે અજ્ઞાંન તો આત્મા પરમાત્માની વિવેકસોતી યથાર્થપણે સમઝણ ન હોય તેને કહીયે. ને રાગ તો પંચ વિષયને વિષે જે પ્રીતિ છે તેને કહીયે. એ બેમાં તો બહુ ભિન્નપણું છે. ૨૦૨ અને શ્રીજી મહારાજે કહ્યું જે પુરૂષ પ્રયત્ન કરે તો આત્મા જણાય છે ને તેને વિષે પરમાત્મા પણ જણાઈ આવે છે. ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ કહ્યું જે કૃપા હોય તો જણાય. પછે શ્રીજી મહારાજે કહ્યું જે જોને આ બ્રહ્માંડ છે તે પણ અક્ષરને વિષે અણું જેટલું જણાય છે માટે એ બ્રહ્માંડ તો ગણતિમાં જ નથી. એવાં અનંત કોટી બ્રહ્માંડ જેના રોમને છિદ્રને વિષે ઉડતાંજ ફરે છે એવું મહત્પણું અક્ષરનું છે ને હું તો એ થકી પર છું ને મારે આગળ એ બ્રહ્માંડને વિષે જે જીવ તે શી ગણતીમાં છે? કોઇ ગણતીમાં નથી એવો જે હું તે અતિશે મોટો છું ને તમારે આગળ વાત કરૂં છું ને ભાઈબંધાઇ કરૂં છું ને દાડી દર્શન દેઉં છું ઈત્યાદિક અનેક પ્રકારે કરીને તમ સાથે પ્રીત કરૂં છું ને ઓળખાણ કરૂં છું ને કાંઇક આડું અવળું થાતું હશે તેનું પણ સંબંધીની પેઠે સહન કરૂં છું એવી રીતે તમ સાથે વરતું છું તોય પણ કહો છો જે કૃપા કરો. હવે કેટલીક કરૂં? એવી રીતે બહુ વાત કરી. ૨૦૩ અને આત્મા દેહથી જુદો છે તો પણ એક કેમ જણાય છે એ પ્રશ્ન. ઉત્તર જે ધન ને પુરૂષ જુદા છે ને સ્ત્રી ને પુરૂષ જુદાં છે તો પણ જે અતિ કામી છે તે એ બેને નાશે કરીને પોતે નાશ થઇ જાય છે. માટે જુદા નથી ને એક રાજા હતો તે છો મહિના સુધી સમાધિ કરતો પણ ત્યાં રહ્યા થકા રાજ્ય, ધન સ્ત્રીને સંભાર્યાં કરે તો તેને જ્યારે સંતદાસજી સાધુ મળ્યા ત્યારે જુદાં પડયાં. માટે એકાંતિક ભક્તના સંગે કરીને જો અભ્યાસ કરે તો જુદાં જણાય છે. ૨૦૪ અને ત્રણ શરીર થકી સર્વે કાળને વિષે પ્રથક વર્તવું ને ક્રોધ ન કરવો એવી આંટી પાડે તો ન થાય એમ કહ્યું ત્યારે ગોપાળાનંદ સ્વામી બોલ્યા જે જીવ તો સત્સંગે કરીને બહુ સમર્થ થય છે માટે લોભ કામાદિક સંબંધી સંકલ્પ જ ન કરવા, એવી આંટી જો દ્રઢ પાડે તો ન થય એતો

---

૨ અફિણિયા ને અને જાર સ્ત્રીને પોતાના હેતુ ફરનો સ્વાર્થ હોય છે પણ તેથી તે બીજા પુરૂષોમાં બંધાતાં નથી.

એવો બન્નિયો છે જે ધારે તે કરે, જો સારો થાય તો ૨૦૫ અને સંતતો સર્વે સરખા છે ત્યારે કહ્યું જે વિવેકી હોય ને સંગ કરે તો તેને સરસ નરસ જણાય છે ત્યારે સંત કહે જે હા, આ જણાય છે ખરૂં તો સાધને કરીને મહત્પુરૂષના સંગે કરીને પંચ વર્તમાન દઢ કર્યા હોય એ સરસ કે સહેજે જેને પંચવૃત્ત દઢ હોય એ સરસ એ પ્રશ્ન. ઉત્તરઃ સાધને કરીને જે દઢ કર્યું છે તે સરસ છે કેમ જે અસત્ દેશકાળાદિક કરીને નાશ ન થાય ને જે દઢ નથી કરતા તેનો ધર્મ છિન્ન ભિન્ન થઇ જાય છે. ૨૦૬ અને શ્રીજી મહારાજે કહ્યું જે ભગવત્ કથાવાર્તા શ્રવણ, મનન નિદિધ્યાસે કરીને જો સાક્ષાત્કાર કર્યો હોય તો જીવને બહુ સહાય કરે ૨૦૭ અને દત્તાત્રેયની પેઠે જો જ્યાં ત્યાંથી સિદ્ધાંતજ ગ્રહણ કરતાં આવડે છે તે ક્યાંઇ બંધાતા નથી એ રીતે કપાસના એ ક્ષેત્રને દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૨૦૮ અને સવ પ્રકારે ભિપણુને ખમે ને નવધા ભક્તિ કર્યાને વિષે જડકુ ભરે ને પોતાનો ભાવ દેખાડે એ અમને ગમે છે એમ શ્રીજીએ કહ્યું છે ૨૦૯ અને શિષ્ય વાહનાદિકે કરીને તથા ભોજન છાજનાદિકે કરીને આનંદ પામવું એનો બાહેરલાં સુખ છે ને નાશવંત ને નિરાનંદ છે. **યોંતઃ સુખો તરામસ્ત થાંતર જોતિરેવ:** તે વાતે અંતર દૃષ્ટિયે કરીને આત્માને વિષે જે પરમાત્મા એવા શ્રી હરિજી મહારાજ રહ્યા છે તેમના ધ્યાનના સુખે કરીને સુખી થાવું ને પંચ વિષયને વિષે જેવાં રાગ ને તૃષ્ણા છે તેવો શ્રીજીમહારાજના મહિમાને વિષે તથા આત્મનિષ્ઠાને વિષે રાખવાં ને વિષયમાં ન રાખવાં ૨૧૦ અને માયાને વિષે વિચિત્રપણું રચ્યુંજ છે માટે દેવ મનુષ્યાદિક સરવે લોભાઇ રહ્યા છે પણ અંતે જાતાં તો ગોડીયાની બાજી જેવુંજ છે એમાં સંશયજ નથી. ૨૧૧ અને જીવ કલ્યાણના માર્ગમાં ચાલે છે તો ખરા પણ ઠેસ બહુ લાગે છે તેણે કરીને આડા અવળો પડી છે જેમ આંધળો માર્ગ ભુલીને કુમાર્ગે ચાલે છે તેને જેમ ઠેસ વાગે છે ને પડી જવાય છે તેમ વિચાર, વિવેક, સત્ અસત્ સંગને ઓળખતો નથી માટે સત્પુરૂષો ઓળખીને તેમનો સમાગમ કરીને પંચ વિષય સંબંધી સંકલ્પ વિકલ્પ જે ઠેશો છે ને દેહાભિમાન સંબંધી જે ભારે ઠેશ છે ને પ્રાણ સંબંધી જે ઠેશ છે તે સર્વે સત્સંગના પ્રતાપે કરીને કાઢીને અતિ શુદ્ધ થાવું. જેમ ખેડુ છે તે ક્ષેત્રને સમાર દૈને ચોખ્ખું કરે છે તેમ જીવને કરવો. તે ધર્મને વિષે અતિશે દઢપણે વરતવે કરીને થવાય છે. યજ્ઞાદિક કર્મને વિષે આસક્તિ રાખવે કરીને દેવના થવાય છે ને વિષયમાં આસક્તિયે કરીને ભુતપ્રેત કે સ્થાવરાદિક થવાય છે. જે સત્પુરૂષના વિશ્વાસે કરીને તો

બહુ મોટા થવાય છે ત્યારે સંતે કહ્યું જે આ જન્મે કરીને થવાય છે કે જન્માંતરે કરીને થવાય એ પ્રશ્ન. ઉત્તર જે સત્સંગમાં આવીને કેટલાં વરસ કાઢી નાંખ્યા હશે ને તમે તો તેવાને તેવા છો તેમ આત્મા તો અજન્મા છે ને કહો છો જે આત્મારૂપે વરતીયે છીએ. ૨૧૨ અને જીવ જે તે જેટલો ધર્મ, અર્થ, કામ ને અર્થે પુરૂષ પ્રયત્ન કરે છે તેટલો મોક્ષને અર્થે કરતો નથી. મોહજ એનું નામ છે જે પ્રત્યક્ષ ભગવાન તથા પ્રત્યક્ષ સંતને મેલીને બીજે ઠેકાણે અજ્ઞાનીને પામરને વિષે વિશ્વાસ કરે છે એજ છે. ને બે પ્રકારે નેત્રની વૃતિને કરીએ છીએ એટલે બાહેર સ્રીયાદિક બીજું કાંઇ દેખાણું નહીં ને હરિભક્તને વાત કરતા હતા તે તેજ દેખાણું તે નિર્ગુણ સગુણની વાર્તા કરી જે આચારજી મહારાજે ને સંત સર્વે જે તે કલ્યાણ રૂપે જે દિગ વિજય છે તે કરવાને અર્થે બ્રહ્માંડમાં વિચરે છે. તેમની જે સરવે ક્રિયા તે જે તે નિર્ગુણ છે. કેમ જે જે જીવ દેખે સાંભળે ને ચિંતવન કરે ને વળી જે જે એમના કોઇક ઉપજોગમાં આવે તે સર્વેનું કલ્યાણ થાય છે માટે એ નિર્ગુણ છે ને સગુણપણું તો જે અહંમમત્વરૂપી માયા પરસ્પર હરિજનમાં રહી છે તે માટે એકાંતિક સાધુના સંગે કરીને તે માયાને ટાળીને એકાંતિક થાવું એજ સત્સંગ કર્યાનું ફળ છે ૨૧૩ અને હરિભક્તને વિષે સાંખ્ય ને જ્ઞાનયોગ બે હોય તો કોઇ વાતનો વાંધોજ રહે નહીં તે પંચ વિષયને વિષે દોષબુદ્ધિ રાખવી ને તે બુદ્ધિ જે તે દિવસે દિવસે વૃદ્ધિ પાંમે તેને અર્થે વારંવાર પુરૂષ પ્રયત્ને કરીને નિત્ય પ્રલયાદિકનો વિચાર કર્યા કરવો તો દોષ બુદ્ધિ થાય છે, ને પુરૂષોત્તમ ભગવાનને પૂર્ણકામ સમજીને નવધા ભક્તિ કરવી ને જે જે હરિકૃષ્ણ મહારાજ દયાયે કરીને જે જે પદાર્થ અંગિકાર કરે છે તેતો જીવના કલ્યાણને અર્થેજ કરે છે પણ પોતાના સ્વાર્થને અર્થે લેશ માત્ર નથી કરતા ને શ્રીજી મહારાજની સુક્ષ્મતાની આગળ તો અક્ષર અતિ સ્થુળ જણાય છે એતો એમને રહ્યાનુ પ્રથવિરૂપ સ્થાનક છે. ઉપાસ્ય, ઉપાસક ને સ્થાનક એ ત્રણને શુદ્ધપણાએ કરીને ઉપાસક જે તે ઉત્તમ ભક્ત થાય છે ને સનકાદિકને ઉપાસ્ય સરસ નથી એટલે સરસ થાતા નથી ને પરવતભાઇને સ્થાનક સારૂ નોતું ને અતિ આગ્રહ કરીને સત્પુરૂષને સહાય રાખીને જો ઉપાસ્ય સ્વરૂપને સમજવા માંડે તો વૈરાટ પુ પથી લઇને પુરૂષોત્તમ ભગવાન પર્યંત જેમ છે તેમ જથાર્થ સમજે ખરા એ ઉપર માછલાં જેમ અભ્યાસે કરીને જલમાં સામે પુરે ચાલે તેને દૃષ્ટાંતે કરીને પુરૂષ પ્રયત્નની વાર્તા બહુ કરી. ૨૧૪ અને વિષય જીતાય.

ત્યારે શ્રીજીનું ધ્યાન થાય કે ધ્યાન થાય ત્યારે વિષય જીતાય ? એ પ્રશ્ન. ઉત્તર જે વિષય જીતાય ત્યારે ધ્યાન થાય છે ને કોઇક તો ધ્યાન કરે છે ને કોઇક તો પુરૂષોતમ નિરૂપણ કરે છે ને કોઈકતો વૈરાગ્યનું, જ્ઞાનનુ ભક્તિનું નિરૂપણ કરે છે પણ સર્વે અહંવૃત્તિયે કરીને કરે છે તે અહંવૃત્તિની વાર્તા કીડીથી લઇને પુરૂષોત્તમ ભગવાન પર્યંત વર્ણન કરી દેખાડી, ને રણછોડ બ્રહ્મચારી મનુષ્યને ઓળખે નહીં ને તમોગુણ, એટલે જ્યાં ત્યાં ભરાઇ જાય છે અને જીવને જથાર્થ મહારાજ ઓળખતા ને એ જીવ જેવો શુદ્ધ કે અશુદ્ધ હોય તેવા ગંધ પોતાને જણાઇ આવતો ને સત્પુરૂષ પણ ઓળખે છે. ૨૧૫ અને ધર્મ જ્ઞાનાદિકની અવધિ ને જોયું ત્યારે ત્રણેની અવધિ તો જાણ્યામાં આવી ને એકનું તો અગાધ રહ્યું. અને સત્-સંગ સહેજે મળ્યો હોય તે પુરૂષ પ્રયત્ન કર્યા વિના વૃદ્ધિને પામે કે નહીં એ પ્રશ્ન. ઉત્તર જે પોતાને જોયા કરે જે મારામાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્યને શ્રીજી મહારાજની મહાત્મ્યે સહિત ભક્તિ એમાંથી કીયા ગુણ આવ્યા ને આસ્તિકપણુ કેટલું છે ને કેટલું નથી, ને લોભ કાંમાદિક કેટલાક ઓછા થયા છે અને કેટલાક નથી થયા, એમ અહોનીશ તપાસ કર્યા કરે ને પુરૂષ પ્રયત્ન કરી કરીને ધ્રો ને ઓરડીની પેઠે સત્સંગને વિષે નકી પાંયો કરે તો વૃદ્ધિ પામે; નહિ તો દેશકાલાદિકની વિષમતાયે કરીને ટાળે તો ટળી જાય છે. ૨૧૬ અને સહજ પ્રકૃતિના વચનામૃતમાં શ્રીજીયે ત્રણ ઉપાય કહ્યા છે. વકતા જે સત્પુરૂષ તેને વિષે અતિશે હેત ને તેમનાં વચનમાં અતિ વિશ્વાસ અને એ વઢીને કહેતાં પણ હિતકારી જ સમજે એ ત્રણ ઉપાય. હવે **निर्मान त्वमसंगत्वं अहिंसा अहं ममत्वस्यजिः आत्म-निष्ठा वतस्यैव संति भक्तेर लंक्रियाः** બાંધિના મંડપને વિષે કીર્તન જાય; તો તેમાં શબ્દ ભરાઇ રહ્યો, તેને જોઇને વાર્તા કરી જે ઇંદ્રિયુંને વિષયમાં ન જવા દે તો અંતઃકરણમાં જ્ઞાન ભરાઇ રહે. ૨૧૭ અને કેમ સમજે તો અસત્ દેશાદિકે કરીને લેવાય નહીં એ પ્રશ્ન. ઉત્તર જે એકનો સ્થાનકને ઓળખે, ને શ્રીજીના મરજીને ઓળખે તથા સત્પુરૂષને ઓળખે તો ન લેવાય. ૨૧૮ અને શુકજીને જ્ઞાનાંશની સમજણ હતી તો શ્રીકૃષ્ણ ભગવાનને વિષે સંશય થયો નહીં અને પરિક્ષિત રાજાની જન્મોતરીમાં તો મોટપ અતિશે કહી છે પણ જ્ઞાનાંશ વિના સંશય થયા છે ને બ્રહ્મા, નારદને પણ તેમની પેઠે થયું છે. માટે એકાંતિકનો સંગ કરીને જ્ઞાનાંશની

સમઝણનું અતિ દઢપણું કરવું ને ઇંદ્રિયો મન બુદ્ધિનું જીવને વિષે નિશ્ચય થાય છે ને સત્પુરૂષના સંગે કરીને જીવ બહુ વૃદ્ધિને પામે છે, તે વેલી[1]ના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. ૨૧૯ અને ત્રણ ઠેકાણે દેહાભિમાન જણાઈ આવે છે: એકતો ભોજન સમયે, ને ભય જણાય ત્યારે અને સ્ત્રીઓને પડખે નીસરે ત્યારે એ ત્રણ ઠેકાણે ઓળખાય. ૨૨૦ અને ઉપાસનાની પકવના અપકવનાપણાની વાર્તા હનુમાનજી, સુદર્શનચક્ર ને ગરૂડજીને દૃષ્ટાંત કરીને બહુ કરી. ૨૨૧ અને ત્રણ શરીરની ભાવનાએ રહિત થકા શ્રીજી મહારાજનુ ભજન સ્મરણ કરવું તેના વિગત જે જોયાની, સાંભળવાની ઇત્યાદિક જે ઇછાયું ઉપજે એ સ્થુલ દેહની ભાવના કેવાય ને સંકલ્પ. વિકલ્પના ઘાટ ઉપજે એ સૂક્ષ્મ દેહની ભાવના કહેવાય અને એ ઘાટ જ્યારે લય થાવા માંડે ત્યારે કારણ શરીરની ભાવના કહેવાય. ૨૨૨ અને મોટા પુરૂષની ક્રિયા તે જીવના કળ્યામાં આવે નહિ કેમ જે એતો નિસ્વાદિ થકા સ્વાદને કરતા હોય ને નિર્લોભી થકા લોભને કરતા હોય, ઇત્યાદિક સર્વે ક્રિયા અલોકિક હોય છે માટે જીવ કાંઈ કળી શકતા નથી. સૂર્યની પ્રકાશ રૂપ જે શક્તિ તે નેત્રમાં આવે છે તેને ઇંદ્રિયો, દેવતા ને જીવ કોઇ કળી શકતા નથી તેમજ વૈરાટ પુરૂષના ગોલકની જે શક્તિ છે તે દેવતા મનુષ્યાદિકના ઇંદ્રિયાદિકને પ્રકાશ કરે છે ને પુરૂષોત્તમ ભગવાનની જે શક્તિ છે તેતો અક્ષરને ને મૂળ પુરૂષાદિક સર્વને પ્રકાશ કરે છે પણ તેને કોઇ જાણી શકતા નથી શક્તિનું લક્ષણ જેમ પુરૂષ છે તે બરછી કે તીર નાંખે છે તેમાં હાથની શક્તિ જણાય છે પણ હાથમાં જેટલી છે તેટલી જાતિ નથી ને લેશ માત્ર જાય છે, તેમ પુરૂષોત્તમની જે શક્તિ છે તેતો બ્રહ્મ માયા ને કાળાદિકને વિષે લેશ માત્ર આવી છે ને પોતાને વિષે તો અપાર રહિ છે એવો મહિમા દઢપણે સમઝીને ભજન સ્મરણ કરવું. ૨૨૩ અને જ્ઞાની ભક્ત પ્રયત્ને કરીને સ્વભાવ ટાળે છે માટે શ્રીજીને ગમે છે. ૨૨૪ અને અધર્મ સંગના મોટેરા એવા જે લોભાદિક પાંચ દોષ છે તેને ધર્મ કર્મના નિર્લોભાદિક જે પાંચ ગુણ રૂપ ઉપાયો કહ્યા છે તેણે કરીને એ પાંચે દોષને જીતીને ભક્તિ કરવી એમ પાંચ અધ્યાયે કરીને કહ્યું છે ને છઠ્ઠા અધ્યાયમાં જ્ઞાન, વૈરાગ્યને માહાત્મ્યે સહિત ભક્તિ છે તે માહાત્મ્ય કેમ સમજવું એ પ્રશ્ન. ઉત્તરમાં એમ જાણવું જે ભગવાનનો

---

૧ સત પુરૂષરૂપી વૃક્ષને જીવરૂપી વેલી.

દિવ્યભાવ ને મનુષ્યભાવ તે એકજ કે રતિ માત્ર પણ ફેર નથી અને નિરાકાર થઇને ભગવાનને ભજવું તે નિરાકાર આકાગ માત્રને ટાળીને જાણપણા રૂપે વરતવું એ નિરાકાર સમજણનું લક્ષણ છે. તે આકાર બે પ્રકારના છે એકતો બાહેરલા છે ને એક તો માહેલા છે તેમાં એક તો રાગે રહિત છે ને એક તો સહિત છે ને એ રાગ પણ બે પ્રકારના છે: એક તો વિષય સંબંધી રાગ છે તે તો ધર્મ જ્ઞાનાદિક સાધને યુક્ત છે ને એવી જાતના રાગને અતિશે દૃઢપણે કરીને રાખવો ને વચમાં બીજા આડા અવળા ઘણા સંકલ્પ આવી જાય પણ તેની તો ઉપેક્ષાજ રાખવી. જેમ વરતાલ્ય જવાનો મુખ્ય સંકલ્પ હોય ને મારગમાં આડાં અવળાં ઘણાક પદાર્થ આવી જાય તે જેમ ગણતિમાં ન હોય તેમ ને જેમ નિશાનના વચનામૃતમાં નિશાન લેવાનોજ મુખ્ય સંકલ્પ છે તેમ હમણાં તો બીજા સંકલ્પનું બળ જણાય છે ને મુખ્ય સંકલ્પનું નથી જણાતું પણ અંતે તજ વૃદ્ધિ પામશે. શ્રીહરિજી સંબંધી છે માટે. તે ઉપર સાકર કોળાના વેલાના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૨૨૫ અને શાસ્ત્રમાં વિષય જીત્યાનું કહ્યું છે તે કેમ જીતાતા નથી એ પ્રશ્ન છે. ઉત્તર જે જ્ઞાન વૈરાગ્યાદિકે યુક્ત એકાંતિક ભક્ત છે તે મંડે તો ટાળી નાંખે પણ દેહની સ્થિતિ એવીને એવી રહે નહી તેણે કરીને વાતચિતની સુવાણ રહે નહીં ને દેહ પડી જાય, ને બીજાને વિષય જીત્યાનો એ ઉપાય છે જે એ વિષયના તાલ જ્યારે આવે ત્યારે એ તાલને ભંગી નાંખ્યા કરે તો અલ્પ કાળમાં રાગ ઓછા થઇ જાય. ત્યાં દૃષ્ટાંત જેમ વૃક્ષને કાપી નાંખે તો ફાંટા બહુ બળીયા નીસરે ને એમને એમ દશ વિશ વાર કાપે તો ન નિસરે; નિસરે તો લગારેક નિસરે એમ પંચ વિષયનો તાલ ભાંગ્યા કરે તો જીતાય છે એમ વાર્તા બહુ કરી ૨૨૬ અને શ્રી હરિજિના ભક્તને હરિભજને કાંઇ રોધ છે કે નથી એ પ્રશ્ન. રોધ કહે છે જે મોટા ગૃહસ્થ છે તેમને તો ગામ ગરાસ વાહનાદિક તથા વ્યવહાર જે રાજકાર્યાદિક તથા ખાન પાનાદિક એ સર્વે રોધક થાય છે ને ગરિબ હરિભક્તને પણ એ ગૃહસ્થ રોધક થાય છે અને ગરિબ જે ત્યાગી છે અને તો બરોબરીઆ જે ત્યાગી છે તે તથા મોટા મનુષ્ય રોધક થાય છે એ કેમ ન થાય એ પ્રશ્ન ઉત્તર અંગે સહિત ભક્તિએ કરીને ભક્ત એવા જે સત્પુરૂષ તેમને ઓળખીને તેમનો સમાગમ કરે, અનુવર્તિમાં રહીને—તો કોઇ રોધક ન થાય ત્યારે બીજાનો દ્રોહ ન થાય ? એમ કોઇ કહે તો એમાં દ્રોહ શાનો થાય છે. એમ ન સમજે ને સર્વેને સરખા સમજે તેને તો પણ

જેવો મુરખ જાણતા ને શાસ્ત્રમાં પણ કહ્યું છે જે સંત છે તે ત્રિસ તથા ચોસઠ લક્ષણે કરીને યુક્ત છે ને શ્રીજીયે પણ સત્સંગી જીવનને વિષે ધર્મ રક્ષાના અધ્યાયમાં બે પ્રકારના સંત કહ્યા છે તેમાં અલ્પ બુદ્ધિવાળાનો સંગ પાપીની પેઠે દુરથી ત્યાગ કર્યાનું કહ્યું છે ને બહુ બુદ્ધિવાળા સંતના સંગે કરીને ત્રણ અંગે સહિતજ ભક્તિ છે તે વૃદ્ધિને પામે છે તે પછી મુક્તાનંદ સ્વામી તથા સ્વરૂપાનંદ તથા સચ્ચિદાનંદ સ્વામી એમના પ્રસંગની વારતા નીસરી તથા પર્વતભાઇ તથા ડોડીયા પુંજા ભક્ત એમની વાતો વિસ્તારીને બહુ થઇ તેમાં પણ સચ્ચિદાનંદ સ્વામી દેહ મુકીને બ્રહ્મપુરમાં ગયા ને ત્યાં ચોરની પેઠે છપાઇ રહ્યા એવી રીતે વારતાનો પ્રસંગ બહુ નિસર્યો. ત્યારે સંતે કહ્યું જે એવામાં સ્વભાવ હોય કે નહી એ પ્રશ્ન. ઉત્તર જે મુક્તાનંદ સ્વામી તથા સ્વરૂપાનંદ સ્વામી એ આદિક જે સંત તેમણે પુરૂષ પ્રયત્ને કરીને પોતાના સ્વભાવને ટાળ્યા હોય તેમાં ન હોય. ત્યારે તે સંતે કહ્યું જે એવાને વિષય બંધન કરે કે ન કરે એ પ્રશ્ન. ઉત્તર જે બહુ ઉપશમ રૂપ ઐશ્વર્યને જે પામ્યો હોય તે તો જીવના કલ્યાણને અર્થે વિષયનું ગ્રહણ કરે પણ વિષયના બંધનને તત્કાળ ટાળી નાંખે ને જે અલ્પ ઉપશમરૂપ સામર્થિવાળા છે તે પણ ધીરે ધીરે વિષયના બંધનને ટાળી નાંખે ને જે અતિશે ઉપશમ રૂપ સામર્થિ પામ્યો હોય તેતો શાસ્ત્રના રહસ્યને પોતાની મેળે સમજે ને બીજો તો એવાની પાસે શાસ્ત્રના રહસ્યને શિખે તો જાણે. શાંતાનંદ સ્વામીએ કહ્યું જે ચાંદ્રાયણનો ધારણા પારણાદિક જે વ્રત તેને આવરદાપર્યંત કર્યા કરે તો વાસના ટળે કે નહી એ પ્રશ્ન. ઉત્તર જે જુઓને સૌભરી ને[1] ચ્યવન[2] રૂષિને ઉપર તો જણાતું નહોતું ને ધરણમાં હતું ત્યારે પરણ્યા માટે વિષયને વિષે દોષ બુદ્ધિ થયા વિના ટળે નહી ને જેમ અમારા વિષે તમારે હેત છે ને જો દોષ આવે તો સમાગમ ગમે નહિ તેમ નિત્ય પ્રલયાદિકનો વિચાર કરીને માયિક પદાર્થને વિષે બુદ્ધિ સમજીને ને આત્મ સત્તારૂપ થઇને શ્રીજીનું ધ્યાન કરી કરીને વાસના ટાળે ત્યારે ટળે છે ને શુરવીર તથા સૌભરી[3] રૂષિના દ્રષ્ટાંત કરીને વાતો બહુ કરી ૨૨૭ ને તપ કરીને અંતઃકરણ શુદ્ધ થાય છે ને શ્રીજી પણ પ્રસન્ન થાય છે એમ મંત્રશાસ્ત્રમાં કહ્યું છે ને

---

૧ સૌભરિએ ૬૦ હજાર વર્ષ તપ કર્યું હતું. ૨ ચ્યવનમુનિ તપ કરતાં રાફડો થઇ ગયેલા. ૩ સૌભરી સંસાર માંડયા પછી પણ વિષયથી વિરક્ત થયા હતા.

ભક્તિયે કરીને કેમ કેતા નથી એ પ્રશ્ન. ઉત્તર જે તપે કરીને વિષયની નિવર્તિ થઇ જાય છે ને ભક્તિમાં તો સકામ ભક્તને એનો સંબંધ રહે એટલે શુદ્ધ થતા નથી. ને ભક્તિ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, સ્વધર્મ ને વ્રતાદિક એમાં કીયાં શ્રેષ્ઠ છે? નિષ્કામ ભક્તિયે કરીને કરે તો સર્વે શ્રેષ્ઠ છે; નહિં તો સર્વે સમાન છે. ને એક દિવસ જમ્યાની વાત નીસરી ત્યારે પોતે કહ્યું જે અમે સર્વે તપાસી જોયું છે જે રસે કરીને પ્રમાદ થયા વિના રહે નહી. ૨૨૮ અને જેમ છે તેમ પોતાની મેળે સમઝતા સરવેને આવડતું નથી ને કેટલાક સમઝે છે તે વિષયને મુકી સમઝતા નથી. જુઓને સાઠહજાર વાલખીલ્ય રૂષિ છે તે સમઝતા નથી ને બૃહસ્પતિ ને ઈંદ્ર ને દક્ષાદિક સમઝે તે મુકી શકતા નથી. ને એમ સમઝે છે જે આપણે તો એમ રેવાય. એમ મનમાં આંટિ પાડી છે તેમ આ લોકના ભક્તને વિષે સમઝણ છે તે કેમ સમઝવી એ પ્રશ્ન. ઉત્તર. ધર્મ જ્ઞાનાદિક સાધને કરીને, બ્રહ્મરૂપ થઇને પરબ્રહ્મ જે શ્રીહરિકૃષ્ણજી મહારાજ તેમને અતિશે શુદ્ધ ને અતિશે નિરવિકાર ને સર્વ થકી પર ને સર્વ અંતર્યામી ને સર્વ પ્રેરક સર્વેના સ્વામી ને સર્વકર્ત્તા ને સર્વ કર્મ ફળપ્રદાતા એવા અનેક ગુણ ગણે કરીને યુક્ત જે શ્રીહરિજિ મહારાજ તેમની અતિશે દૃઢ ઉપાસના કરવી એવી રીતે વાર્તા બહુ કરી. ૨૨૯ અને જ્ઞાન શક્તિ, ક્રિયા શક્તિ ને ઇચ્છા શક્તિનાં શાં લક્ષણ છે? ઉ૦ પરમેશ્વર જે શ્રીહરીજી મહારાજ તે પોતાની જ્ઞાન શક્તિ, ક્રિયા શક્તિ અને ઇચ્છા શક્તિને અનુસારે પ્રેરે છે તે ભાગવતમાં કહ્યું છે વ્યાસ. **बुद्धि इंद्रिय मनः प्राणान् जना नामसृजत् प्रभुः** ને નરનારાયણ ભગવાનનું તપ પણ એમજ છે તેમજ જ્ઞાન શક્ત્યાદિક પણ એમ જ છે ૨૩૦ ને ઉત્તમ ભક્તને સુષુપ્તિની પેઠે વર્તે છે એમ વચનામૃતનો પ્રસંગ નીસર્યો ત્યારે હરિભક્તે શંકા કરી જે સુષુપ્તિમાં તો અજ્ઞાન છે અને જ્ઞાની ભક્તને તે ન હોય એ કેમ સમઝવું? એ પ્રશ્નઃ ઉત્તર જે સુષુપ્તિની પેઠે તો વિષયને વિષે વર્તે છે. તે ભગવદ્ગીતામાં કહ્યું છેઃ **यस्यां जाग्रति भूतानि** તે પાટીદારના તેર ગામના, તથા ભંગીયાના ખાડાના તથા ગૃહસ્થના વ્યવહારના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી ૨૩૧ અને પ્રત્યક્ષ શ્રીહરિ કે તેમના સંત મળ્યા એટલે કલ્યાણ થઈ રહ્યું પણ અંગે સહિત ભક્તિરૂપ સાધન કર્યા વિના કારણ દેહના વાસના નાશ પામતિ નથી ને શ્રીજી પણ પ્રસન્ન થાતા નથી તે સાધનનો એકાંતિકના સંગે કરીને તે અતિદૃઢ પુરૂષ પ્રયત્ને કરીને શિખે

તો સિદ્ધ થાય છે એમ સમજ્યા વિના નિષ્કામ ભક્તિ થાતી નથી. ને જે પોતાના મનને જાણે ભક્તિ કરે છે તેતો સકામ થઇ જાય છે ને ભાગવત ધર્મમાં નવધા ભક્તિ સત્પુરૂષ પાસેથી શિખ્યાનું કહ્યું છે ને ભગવાને ગીતામાં કહ્યું છે **मांचयो व्यभिचारेण भक्तियोगने सेवते सगुण न् समती त्यै तान् ब्रह्मभूयाय कल्पते** માટે નિષ્કામપણે શ્રીજીની પ્રસન્નતાને અર્થે ભક્તિ અંગે સહિત કરવી પણ બીજું કાંઇ ઇચ્છવું નહીં, એ એકાંતિકની સમઝણ છે ને તે સકામ ભક્ત છે તેતો દેહને અર્થે છે. ને કામ લોભ રસાસ્વાદ ને માન ઇત્યાદિકને અર્થે થઇ જાય છે તે સારૂ સમઝીને ભક્તિ આદિક સાધન કરવું એવી રીતે વાર્તા બહુ કરી ૨૩૨ અને આતો દિશ માત્ર શહેરના અને ગામડાના હરિભક્તની સમઝણ કેવી છે તેને ઓળખો છો ? સંતે કહ્યું તે નથી ઓળખતા. તે ઉપર બ્રહ્માદિક ને ઇંદ્રાદિકને વિષય વિના ન ચાલે તેમ પરમેશ્વર વિના પણ ન ચાલે તેમાં એટલો ફેર છે ને બ્રહ્માદિક છે તેતો દેશકાળાદિકના વિશમપણાને વિષે પણ પરમેશ્વરને મુકી શકે નહીં ને વિષયને તો મુકી દે ને ઇન્દ્રાદિકને તો પરમેશ્વર જે તે દેશકાળાદિકની વિશમતાયે કરીને ,ગૌણ થઇ જાય પણ વિષયને મુકી શકે નહીં એવી રીતે શહેરના ને ગામડાના હરિભક્તની વાર્તા કરી. ૨૩૩ અને બંદ્રીકાશ્રમવાળાને ત્યાગ ભેળાજ શ્રીહરિજિને ભજવા પણ એ વિના ન ચાલે ને શ્વેતદિપના મુક્ત તો સ્વછંદ જેવા છે. એક દિવસ મોટા સંતે કહ્યું જે માયાથી પર દિવ્ય ધામમાં મોટા કામનો ઓરડો કર્યો ને એની ચારે પાસે નાની નાની ઓરડીયો કઇ એ તે શું કહ્યું ? ઉત્તરઃ મોટા ઓરડામાં તો પુરૂષોત્તમ રહે છે. તેમની દ્દઢ ઉપાસનાએ કરીને નકી ભક્ત હોય તે મનુષ્ય ચરિત્રને વિષે કોઇ દિવસ મોહને પામતો ન હોય એવો ભક્ત હજારો જીવનાં કલ્યાણ કરે એવો સમર્થ હોય છે ને ધર્મ જ્ઞાનાદિકની પકવતાયે કરીને એકાંતિકપણાને પામ્યો હોય તેના સામર્થ્યની તો વાત કહી છે તે નાની ઓરડીઓને વિષે તો સર્વે અવતાર રહે છે તે જે એમના ભક્ત છે તે તો પોતાનું કલ્યાણ કરે છે ને બીજાનું તો માંડ માંડ કરે માટે પુરૂષોત્તમના ભક્ત તો બહુ શ્રેષ્ઠ છે. ૨૩૪ અને સદ્દગુરૂ ને સત્શાસ્ત્રનાં વચને કરીને દ્દઢ વૈરાગ્યને પામ્યો હોય ને દ્દઢ શ્રદ્ધાવાન્ હોય ને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય તેને અતિશે દ્દઢ પામતો હોય ને અહિંસા ધર્મને વિષે દ્દઢ પ્રીતિમાન્ હોય ને આત્મનિષ્ઠા પણ અતિ પરિપકવ હોય તો તેના પાસેથી જન્મ મરણની નિવૃત્તિ થઇ જાય છે એમ શ્રીજીએ વચનામૃતમાં કહ્યું છે તે સાચું કહ્યું છે કે ફોસલાવવાને અર્થે કહ્યું છે ?

ત્યારે સંતે કહ્યું તે એતો સાચુ છે ત્યારે કે કેમ થાતું નથી ? સંત કહે જે એટલી ભુલ્ય છે. એક કહ્યું જે એનો પ્રમાદ છે સંત કહે જે કેમ શિખવું ? નિત્ય પ્રલયાદિકે કરીને વૈરાગ્ય શિખવો, ને સત્ અસત્‌ના વિચારે કરીને આત્મનિષ્ઠા શિખવી એમ વરતવાને વિષે શ્રદ્ધા ને ત્વરા તે શિખવી એવી રીતે સર્વેને સત્પુરૂષ પાસેથી શિખવું. ૨૩૪ અને શાંતાનંદે પ્રશ્ન પુછ્યું જે વૈરાગ્યાદિકની અવધિ કહો. શ્રી હરિજી મહારાજના ચરણ કમળ વિના કયાંઇ અણું માત્ર પ્રીતિ ન રહે એ વૈરાગ્યની અવધિ છે અને ઉર્દ્ધરેતા થાય એ બ્રહ્મચર્યની અવધિ છે અને શ્રીજીની કથા વાર્તાદિકની શ્રવણ, મનન, નિદિધ્યાસમાં અતિત્વરા વર્તે એ શ્રદ્ધાની અવધિ છે. ૨૩૬ અને આ સર્વે ગરીબ જેવા જણાય છે પણ એક એક સર્વ બ્રહ્માંડની ક્રિયા કરે એટલી પ્રકૃતિ માંહી રહી છે ને જે પંચવિષયની વાસના લચાર રહી હોય તો જ્યારે એને સ્વતંત્રપણું આવે ત્યારે સર્વે બ્રહ્માંડના શબ્દ સ્પર્શ, રૂપ, રસને ગંધ જે ભોગવે તો પણ પૂર્ણ થવાય નહીં. માટે ધર્મ જ્ઞાનાદિકને વિષે પકવ રૂચિ કરી હોય તો જ્યારે એને સ્વતંત્રપણું આવે ત્યારે દતાત્રેયજી, કપિલજી કે શુકજી કે રામાનુજાચાર્ય જેવા થાય. માટે પુરૂષ પ્રયત્ને કરીને મહીમા પૂર્વક અગે સહીત કરવી એને વિષે અતિ દઢ રૂચિ રાખવી. સત્સંગ કર્યાનું એજ ફળ છે. ૨૩૭ વ્યવહારમાં રહીને શ્રીજી મહારાજ કેમ મુખ્ય રહે એ પ્રશ્ન ઉત્તર મહિમા સમજીને કરે તો મુખ્ય રહે. જેમ ચક્રવર્તી રાજા હોય તેનો મહિમા જાણીને તેના જે કામદાર હોય તેનો મહિમા જાણીને તે જેમ કામકાજ કર્યા કરે તેમ શ્રી હરિજી મહારાજનો મહિમા સમજીને કરે તો પરમેશ્વર મુખ્ય રહે. ત્યારે શંકા કરી જે મહિમા સમજીને વ્યવહાર કરે તો વ્યવહાર મુખ્ય થયા વિના કેમ રહે ? ત્યારે કહે જે તમે એનો ઉત્તર કહો જે પ્રથમ-થીજ નિત્ય પ્રલયાદિક વિચાર કરીને પિંડ બ્રહ્માંડને અતિ અસાર જાણીને ને કાખના મુવાળા જેવા સ્વપ્ન તુલ્ય જાણીને સત્ય અસત્યનો વિવેક કરીને એવું વ્યવહારના રૂપને યથાર્થ અસત્ય સમજ્યો હોય તો વ્યવ-હાર મુખ્ય થાય નહીં ને એમ સમજે તો પરમેશ્વર મુખ્ય રહે; નહીં તો સંસાર મુખ્ય થઈ જાય. ૨૩૮ અને સત્સંગી કયારે થાય એ પ્રશ્ન ઉત્તર જ્યારથી એ વતમાન ધારે ત્યારથી સત્સંગી તો થયો ત્યાં દૃષ્ટાંત જેમ કુંભારે ચક્ર ઉપર માટીનો પીંડો ઘડો કરવાને અર્થે મુકયો હોય ત્યારથી એનું નામ ઘડો પડયો પણ ચક્ર થકી ઉતરશે ને તડકે સુક-

નશે ને ઘડશે ને નિભાડામાં બાળશે ને પછી પાણી ભરીને વાવરશે. જે એટલે ઠેકાણે નક્કી રહ્યો ત્યારે જાણીયે જે આ હવે નીવડ્યો ને નક્કી થયો. તેમ મહાત્મપૂર્વક અંગે સહિત ભક્તિ કરતે કરતે આત્માને વિષે પરમાત્માનું દર્શન થાય ત્યારે સત્સંગ સંપૂર્ણ થયો જાણવો તે એકાદશીના વચનામૃતમાં પણ કહ્યું છે કે જે જત્ન કરે તે કરતે હૃદયને વિષે પુરૂષોત્તમ ભગવાન જ્યારે દર્શન આપે ત્યારે જત્ન પુરો થયો જાણવો; નહીં તો ઇંદ્રિયુંની વૃત્તિને સ્વરૂપને વિષે હોમ્યારૂપ જે જત્ન તે નિરંતર કર્યા કરવો. ૨૩૯ અને ઉપાસનાની વાત કરી જે આપણે જેમ શ્રીજી મહારાજને પુરૂષોત્તમ માનીયે છીએ તેમ રામચંદ્રાદિકના ઉપાસક છે તે પણ પોતાના ઇષ્ટદેવને પુરૂષોત્તમ કહે છે એમજ આપણે કહીએ છીએ કે બીજી રીતે? એમ પોતાને શંકા થાય કે કોઇ પ્રતિ પક્ષી પુછે ત્યારે જો દૃઢ ઠરાવ ન કર્યો હોય તો પોતાને શંકા થાય ને ઉત્તર પણ નિશંકપણે યથાર્થ થાય નહીં. માટે પુરૂષોત્તમપણાનો દૃઢ ઠરાવ કરવા સંતે શંકા કરી જે કેમ સમજે તો નિશંક ઉપાસના થાય? ઉત્તર જે શ્રીજી મહારાજ પ્રકટ થયા ત્યારે જે જે અવતારના ઉપાસક શ્રીજી મહારાજના દર્શને આવતા તે સર્વેને ભજનમાં બેસારીને પોતપોતાના ઇષ્ટદેવનાં દર્શન કરાવતા. એ રીતે ચોવીસ અવતારનાં દર્શન કરાવતા તે મુસલમાનને અલ્લાના તથા શ્રાવકને તિર્થંકરનાં એમ જે જે મતના આવે તેને પોતપોતાના ઇષ્ટદેવનું દર્શન કરાવીને પોતાનો આશ્રય કરાવી નિશ્ચય કરાવી દીધો એ વાતમાં પણ મર્મ છે. ૨૪૦ અને હરિભક્ત પર્વત ભાઇએ એમ સંકલ્પ કર્યો જે પરમેશ્વરના અવતાર કેવા હશે? ત્યારે આગળ આવીને દર્શન આપતા હવા. અને બ્રહ્મપુરને વિષે પોતાનાં દર્શન જેવા તેવા જીવુંને સહેજે કરાવતા હતા. એવી જાતની અનેક પ્રકારની સામર્થી સત્સંગમાંથી સમજીને શ્રીજીમહારાજને વિષે પુરૂષોત્તમપણાની ઉપાસનાની નિઃશંકપણે અતિદૃઢ કરવી ને જે સ્વયં પુરૂષોત્તમ ભગવાન છે તેતો આ ફેરેજ આવ્યા છે, એ વાર્તા પરમ સત્ય છે ને વળી પરમેશ્વરની મરજીને જાણે એવા જે પરમ ભાગવત ભક્ત તેમણે કર્યા છે. ૨૪૧ અને સંતસભામાં પ્રસંગ નીસર્યો જે સરળ સ્વભાવ સારો છે ત્યારે કહે જે સરળ સ્વભાવને વિષે એ દોષ છે જે સંતપુરૂષના સંગે કરીને ધર્મ જ્ઞાનાદિકે સહિત શ્રીહરિજી મહારાજની ભક્તિ કરતો હોય ને અલ્પ બુદ્ધિવાળો ભક્ત મળે ને આડીઅવળી વાર્તા કરીને કોઇક બીજે માર્ગે ચડાવવા દે તોપણ ચડી જાય.

અને સર્વે પોતાની મેળે ઠરાવ કરી લે છે પણ શુદ્ધ પરંપરાએ કરીને કરતા નથી. ત્યારે સંતે કહ્યું જે શુદ્ધ પરંપરા કેમ સમજવી ? ઉત્તર: પુરૂષોત્તમ ભગવાન કે તેમનાં એકાંતિક ભક્ત તેમની પાસેથી શ્રી હરિકૃષ્ણજી મહારાજના જે અવતાર તેમની રીત્યને સમજે તથા એકાંતિકની સમઝણને સમજે તથા બ્રહ્મપુર ગોલોકાદિ ધામના મહિમાને જેમ છે તેમ સંત પાસેથી સમજે તેને શુદ્ધ પરંપરા કહીયે ને એમ સમઝયા વિના તો કેટલાક આત્માનંદ સ્વામિને, તથા રામાનંદ સ્વામિને તથા નરનારાયણાદિકને પણ પુરૂષોત્તમ સમજે છે માટે શુદ્ધ પરંપરાની રીતે સમઝવું. ૨૪૨ અને સર્વે સંત શ્રી હરિજીની ભક્તિ કરે છે. તેમાં કેટલાક જ્ઞાન શિખે છે ને કેટલાક વૈરાગ્યને કેટલાક ધર્મ તથા ભક્તિને શીખે છે પણ પરસ્પર ઇર્ષ્યા શા સારૂ કરે છે ? ઉતર: એ તો એમ છે જે શ્રી હરિજિ મહારાજ તથા તેમનાં વલભ એકાંતિક પાસેથી નવધા ભક્તિ તથા પ્રેમ લક્ષણા ભક્તિ શીખીને તેનો મર્મ સમજીને નિષ્કામ ભાવે કરીને કરે તો ઇર્ષ્યા ન આવે ને એવી રીતે સત્પુરૂષથી તો શીખતા નથી ને પોતાની મેળે અહંમમત્વ સોત કરે છે માટે ઇર્ષ્યા થાય છે. ૨૪૩ અને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ પર જે ચાર પ્રકારના પુરૂષ છે તેમની વાર્તા કરી દેખાડી જે મોક્ષ પર વરતતો હોય તેના મનમાં કોઇ પદાર્થની સ્પૃહા ન હોય–ગમે તો સ્ત્રી પુત્રાદિક નાશ પામી જાઓ કે લાખોની દોલત હોય તે જાતિ રહો કે ગામ ગરાસ હોય તે પણ જાતા રહો પણ અંતરમાં ખટકો કે મુંઝવણ થાય નહીં ને નરસી મેતાની પેઠે શ્રી હરિનું ભજન મુખેથી કર્યા કરે ને બીજાની પેઠે દુખીયો થાય નહી ત્યારે મોક્ષાર્થી જેને અર્થાદિકનો સંગ્રહ કરતા નથી ને જે કરે છે તે પણ એમ સમઝીને કરે છે. ૨૪૪ અને કલ્યાણરૂપ ધર્મમાં રહીને અર્થને ઉપજાવે છે તે ધર્મરૂપ જે અર્થ છે તેનું ફળ વિષયભોગજ છે, એમ નથી સમઝતા અને વિષય ભોગવે છે તે પણ ઇંદ્રિયુંને લડાવવું એજ ફળ નથી જાણતા. એ દેહ રહે એટલુંજ ફળ સમજે છે અને દેહ રાખ્યાનું ફળ પણ એમ સમજે છે જે અંગે સહિત ભક્તિ કરીને શ્રીહરિજી મહારાજના એકાંતિક ભક્ત થાવું એ છે. ને જે અજ્ઞાનિ છે તે તો એમ સમજે છે જે ધર્મનું ફળ ધન મળ્યું છે એ છે અને ધનનું ફળ વિષય ભોગવવા ને તેનું ફળ

ઇંદ્રિયો લડાવવા ને ફરીને પણ એમને એમ કર્યા કરવું એવી અસત્ય સમજણ તે શાસ્ત્રે ના પાડી છે ત્યાં શ્લોકઃ **भागवत प्रथः धर्मस्यणाय षगस्यनार्थो ऽ र्थायोपकल्पते कामो लोभाय हिस्मृतः कामस्य नेन्द्रियमीति ह.भिर्जीवेत यावता जीवस्य तत्व जिज्ञासा नार्थो- पश्चेह कर्मभिः २ वदंति तत्व विदस्तत्वं यज्ञ ज्ञान महवम् ब्रह्मेति परमात्मेति भगवानिति शष्दते ६** અને જે અર્થ પર વરતે છે તે પણ ધર્મમાં રહીને અર્થનો સંગ્રહ કરે છે ને જે ધર્મપર વર્તે છે તે પણ ધર્મસોતા અર્થને ભેગા કરે છે પણ એ બેય જણા અર્થને મોક્ષ માર્ગને વિષે વાવરે છે માટે એ પણ ઠીક સમજે છે. ને જે કામી છે તે તો અર્થને, ધર્મને કામપર કરે છે માટે એ સમજણ સારી નથી એમ બહુ વારતા કરી. **૨૪૫** સર્વે ઠેકાણે સરળપણું ઠીક નહી ને જ્યાં રાખવું ઘટે ત્યાં સમજીને રાખે તો સમજુ કહેવાય; નહિ તો સ્વભાવવશ કહેવાય એવી રીતે વાર્તા બહુ કરી **૨૪૬** અને ધીરજ ટાણા ઉપર રહેતી નથી એ કેમ રહે ? ઉતરઃ શ્રીજીની ભક્તિ મહાત્મ્યે સહિત હોય અને આત્મ નિષ્ઠાનો વિચાર અતિ પકવ હોય તો રહે. તે પણ ત્રણ પ્રકારની છેઃ— એકને તો ક્રિયા કરતે ને બીજાને ક્રિયા કરતાં મધ્યમાં સાંભરે ને ત્રીજાને ક્રિયા કરી રહે ત્યારે સાંભરે. તે ત્રણે ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ કહેવાય. ને જેને સાંભરેજ નહીં તે અધમ કહેવાય. ને જેમ મુક્તાનંદ સ્વામિને કોઇક ભક્તજન કાંઇક વાત કેવા આવે ત્યારે પ્રથમ તો ને સામું જોઇ રેતા ને તપાસ કરતા. પછી કેવું ઘટે તો કેતા. નહીં તો અંતર દૃષ્ટિ કરીને શ્રી હરિજીના ભજનમાં મંડયા રેતા. એવી રીતનો બલિયો વિચાર હોય તો ટાણા ઉપર ધીરજ રહે. માટે પીંડ બ્રહ્માંડને સ્વપ્ન તુલ્ય ને અતિ અસાર ને કાખના મુવાળા જેવા સમજીને ત્રણ શરીર થકી પ્રથક જાણપણા રૂપે નિરંતર વરત્યા કરે તો ટાણા ઉપર ધીરજ રહે છે તે ઉપર જ.ભરતને અખંડાનંદ આદિકના દૃષ્ટાંતે કરીને વાર્તા બહુ કરી. **૨૪૭** અને અવતાર સરવે સરખા છે કે ભિન્નભાવ છે ત્યારે કહે જે સરવે સરખા છે ત્યારે સામર્થીમાં ન્યૂનાધિક કેમ છે ? એ તો જ્યાં જેટલી જણવવી ઘટે તેટલી ત્યાં જણુવે ત્યારે કહે જે વ્યાસજી ને પરશુરામજી તો આવતા મન્વંતરને વિષે સપ્તઋષિ થાશે એનું કેમ ? ને શ્રીજી મહારાજ જ્યારે પ્રગટ થયા ત્યારે જે જે અવતારના ઉપાસક દરશને આવતા તેને તે મૂર્તિયોનાં દર્શન કરાવી દેતા. ને વ્યાપકાનંદ સ્વામીને વિષે ચોવીસ અવતાર લીન કરાવી

દીધા ને પર્વતભાઇ પટેલના સાંતિને આગળ ને આગળ ફરતા ને આ વિજ્ઞાનદાસજી તો શ્રીજી મહારાજને ઉપર જે મોટા મોટા અવતાર છે તે પણ છત્ર ચામર કરે છે એમ દેખે છે. માટે સર્વ આવિર્ભાવ તો પુરૂષો-ત્તમ ભગવાનના ભકતમાં જણાય છે, એ વાત સાંભળીને દિગમૂઢ જેવા થઈ ગયા ને ઘડીક પછે બોલ્યા જે એ વાત શાસ્ત્રમાં હશે ને શ્રીજી મહા-રાજને મુખે શ્રવણ કરી છે પછે સંત કહે છે જે શ્રીજીને મુખે તો ઘણી વાર શ્રવણ કરીએ છીએ પણ સમઝણમાં આવવું કઠણ છે. ને શાસ્ત્રમાં પણ હશે તે પણ અતિ મોટા પુરૂષ પાસેથી સમજાય છે. ત્યારે સંતે પુછ્યું જે આજે વર્તમાન કાળે જે એવા સતપુરૂષ હશે તેમને બ્રહ્મપુરના મુકતોની પેઠે દર્શન દેતા હશે ? ઉતર જે બ્રહ્મપુરને વિષે જેમ મુક્તોને દર્શન દે છે તેમજ એકાંતિકને પણ પ્રથવી ઉપર દર્શન આપે છે ને તે સાથે વાર્તા પણ કરે છે ને કોઇ ક્રિયા ન આવડે તો તે ભક્તને શિખવી દે છે ને તે ભક્ત કોઇક વાત પુછવી હોય તો પુછી લે છે, એમ સત્પુરૂષને અતિસાધર્મ્યપણું વર્તે છે અને જેમ અતિ હેતવાળા બે મિત્ર હોય તેને જેમ કોઈ વાતે કોઈની અંતરાય રેતી નથી તેમ એ ભક્ત પણ શ્રી હરિજી મહારાજને વિષે અતિશે હેતે કરીને જોડાઇ જાય છે. માટે કોઇ રીતનો અંતરાય રેતો નથી. ને આજના ભકતોની સામર્થી તો જોવો. જે સંતદાસજી બદ્રિકાશ્રમમાં જઇને આવ્યા. ને સચ્ચિદાનંદ સ્વા-મીને બેડી તથા તાળાં તથા ભીંત તથા નદી ને ગઢ કીલ્લા આદિક કોઇ આવરણજ થયાં નહીં. ને રત્ના ભકતને પણ તાળાં અને પ્રીત ડચ કરી શકયાં નહીં ને વશરામ ભકત સુતારના સંકલ્પે કરીને લાખો કીડીયું દિવ્ય રૂપ ધરીને વિમાનમાં બેસ ને પરમેશ્વરના ધામને પામી એવી અનેક વાર્તા સત્સંગમાં છે. ૨૪૮ જીવ સર્વે સરખા હોય છે કે નાના મોટા છે ? ઉતરઃ જાણપણા રૂપે તો સર્વે સરખા છે ને જેમ જેમ શ્રીજી મહારાજનો મહિમા સમજતો જાય ને ધર્મ જ્ઞાનાદિક સાધન અતિ દ્રઢ થાતાં જાય તેમ તેમ તેજ પ્રતાપ ને ઐશ્વર્યાદિક સર્વે એ ભકતને પ્રાપ્ત થતાં જાય છે એ વાર્તા સારંગપુરના ભકતના ભેદના વચનામૃતમાં પણ કહી છે. ૨૪૯ અને સર્વે સંત તથા હરિજનને ઉપાસના ને ભજન સ્મરણાદિક સર્વે સરખાં છે. તેમાં નાના મોટા કેમ થઇ જાય છે ? એ પ્રશ્ન. ઉત્તરઃ જેમ ક્ષેત્રમાં એકુ બીજ વાવે છે તેમાં પણ નાના મોટા છોડવા થઇ જાય છે તે તો ખાતર, ધરતિના ફેરે થાય છે. તેમ હરિજનને પણ સંગ કે સાધન કે

**શ્રદ્ધા કે ઉપાસના કે શ્રીજીની શ્રવણાદિક ભકિત** કરવી. તેમાં જેટલો ફેર **રહે છે તેટલી હરિભકિતમાં** નાનપ્ય મોટપ્ય રહે છે એમ વાર્તા બહુ કરી **૨૫૦** અને પૃથ્વી ઉપર ચાલતા હોય ને તો પડે પણ જે આકાશ માર્ગે ગતિ કરતો હોય તે કેમ પડે છે ? તે આકાશ ને શું જે સમાધિવાળા સર્વે હરિજનને બ્રહ્મપુરને વિષે તેજોમય શરીરવાળા દેખાડે છે. તે કેમ સત્સંગમાંથી પડી જાય છે એ પ્રશ્ન. ઉતર: એ વાર્તા તો એમ છે જે અતિ દ્દઢ શ્રીજી મહારાજના ભકત ન હોય તે યોગભ્રષ્ટ થાય. પણ પડતા નથી. તે ગીતામાં કહ્યુ છે ને જ્યાં સુધી એકાંતિક ભક્ત ન થયો હોય ત્યાં સુધી તેને ઇંદ્રિયું, અંતઃકરણ રૂપ માયા જેને પીડે છે ને એકાંતિક ભક્તને તો માયા જે તે સહાય કરે છે. જેમ ગુણબુદ્ધિવાળા સત્સંગીને કુસંગી જે તે ડગાવે છે ને જે નકી સત્સંગી છે તેની તો ખુશામત કરે છે એમ શ્રીજી મહારાજે લોયાના વચનામૃતમાં કહ્યું છે. **૨૫૧** અને દેહ તો નર્કરૂપ છે. તેની પુજા સેવાદિકે કરીને શું ફળ થાય ? ઉતર: એમ તો મુમુક્ષુએ પોતાના દેહને સમજવો. ને જે સત્પુરૂષનાં શરીર છે તે તો નિર્ગુણ છે. જુઓ ને સચ્ચિદાનંદ સ્વામિના શરીરને બેડી, ભીંત ને તાલા સોતા કમાડ કોઇ આડાં આવ્યાં નહીં. ને સંતદાસજીને પણ હીમાળો રોકી શકયો નહીં. ને વિજ્ઞાનદાસને પણ તાલાં સોતાં કમાડ ને ભીંત આડાં ન થયાં ને એમનાં દેહ આકાશમાર્ગે ઉડીને ગોલોકમાં વિરજ્યા ગંગાને વિષે જલપાન કરીને પાછા જ્યાં હતાં ત્યાં આવ્યા ને એ સર્વે બ્રહ્મરૂપ હતા. તો આવરણ કોઇ આડું ન આવ્યું. ને શ્રીમદ ભાગવતમાં કહ્યું છે જે **गुणापाये शरीरमेति ।** એમ જે ભજન સ્મરણે કરીને તથા ધર્માદિકની પકવતાએ કરીને સાધર્મ્યપણાને પામ્યા છે તે તો નિર્ગુણ છે ને વચનામૃતમાં પણ શ્રીજીયે કહ્યું છે જે છો લક્ષણે જુક્ત જે ભક્ત છે તેને પુજ્યે પરમેશ્વર પૂજાય છે ને તેનો દ્રોહ કર્યે શ્રીજીનો દ્રોહ થાય છે સાક્ષાત સંબંધ તો **यस्य कर्त्ता श्रद्धाच कर्मंच ज्ञानं स्थानं च द्रव्यादि गत्यपि स्थानिर्गुणे**–ધર્માદિક ચારનિ ને સંત અસંતની અતિશે વાર્તા કરી **૨૫૨** અને મુક્ત બુદ્ધિ શિખવી તે સત્વગુણી હોય તો શિખાય છે. તેનું લક્ષણ **प्रवृत्ति निवृत्ति च कार्या कार्ये भया भये ।**

**बंधमोक्ष च यावेत्ति बुद्धिः सा पार्थ सात्विकी**[1]॥ १ ॥ **૨૫૩** અને ઇંદ્રિયુંમાં ને અંતઃકરણુમાં ને કારણુમાં ધ્યાન સરવે કરીએ છીએ ને સરવે સત્ય અસત્યનો વિચાર કરીને ત્રણુ શરીરથી જુદા પડીને જીવમાં ધ્યાન કરે તો શુદ્ધ થાય છે તેતો વચનામૃતમાં કર્યું જે નાઇ ધોઇને પૂજા કરવી. જેમ શાહુકાર અન્નજળ દેવા રૂપ સદાવતની પેઢી કરી જાય છે તેમ શ્રીજી મહારાજ કલ્યાણુરૂપ સદાવ્રતની પેઢી કરી ગયા છે ને ધર્મને વિષે દ્દઢપણે વરતતો હોય ને સત્પુરૂષનો અતિ દ્દઢ વિશ્વાસ હોય તો ગમે તેવું કઠણુ પ્રારબ્ધ હોય તોપણુ ટળી જાય છે. **૨૫૪** અને પુરૂષોત્તમ, અક્ષરને મૂળપુરૂષને, પ્રધાનપુરૂષને, વિરાટાદિક એ સર્વને સાક્ષીરૂપે કેમ રહ્યા છે? જેમ શ્રીજીમહારાજની આજ્ઞામાં આચારજી મહારાજ ઉપર છે ને તેમની આજ્ઞા મોટા સાધુ ઉપર છે ને તેમની આજ્ઞા મંડળીના સાધુ ઉપર હોય એવી રીતે રહ્યા છે. એમાં જે તારતમ્યપણું તેને શ્રીજી મહારાજ જાણે છે, કેમ જે એના ઉપર એમની પ્રસન્નતા હોય છે તે જાણે છે. બીજો કોઇ કોટી ઉપાયે કરીને પણુ જાણી શકે નહીં. અને કાલ, કર્મ ઇત્યાદિકને વિષે જે કર્ત્તાપણાનો વિશ્વાસ તેતો મોટા રૂષિયોને છે ને જે આધુનિક પંડિત છે તેમને તો નથી. એતો નાસ્તિક જેવાજ છે, ને જે શ્રીજીમહારાજના ભક્ત છે ને તો પુરૂષોત્તમ ભગવાનનેજ કર્ત્તા માને છે તે બીજા કોઇને માનતા નથી. **૨૫૫** અને નિષ્ઠાને મહિમા એક છે કે જુદા? ઉત્તરઃ નિષ્ઠા તો એને કહીયે જે સર્વનુ અંતર્યામીપણું ને સર્વાધારપણું ને પ્રેરકપણું એવી રીતે સ્થિતિ અંતઃકરણુમાં નિરંતર વાર્યા કરે તેને કહીયે ને મહિમા તો આવે ને જાય પણુ ખરો ને એવી વાર્તાનું શ્રવણુ મનન નિદિધ્યાસ નિરંતર કર્યા કરે તો સાક્ષાત્કાર થાય છે. પછે જેમ શ્લોકને કીર્તન મુખપાઠે કર્યો હોય ને તેને ખટકો રાખીને વાર્તા કર્યામાં લાવ્યા કરે કે સંભાર્યા કરે—વરસ કે છ મહિના સુધી—તો પકવ થાય. **૨૫૬** અને એકાંતિક ભક્તની વૃત્તિમાં ભગવાન રહ્યા છે. એવાનું વરતન કેવી જાતનું હોય? ઉત્તરઃ એવાની જે ક્રિયા તે આચારજીને અર્થે હોય, કેતાં મંદિરને અર્થે હોય પણુ પોતાને અર્થે ન હોય. ને જે એવા ગૃહસ્થ ભક્ત હોય તેને પણુ એમ વર્ત્તતું હોય કે **प्रसंग मजरं पाशः** એમ સત્સંગમાં મમત્વ

---

૧ ગીતા અ૦ ૧૮ શ્લોક ૩૦ હે પાર્થ ! જે પ્રવૃત્તિ અને નિવૃત્તિને જાણે, કરવા યોગ્ય અને ન કરવા યોગ્યને સમજે, ભય અને અભય બન્નેને જાણે, બંધ તથા મોક્ષને જાણે તે બુદ્ધિને સાત્વિકી જાણવી

હોય. ૨૫૭ અને અક્ષરના મુક્ત સાંભળવા આવે ત્યાં શું વિશેષ છે? એવી શંકાનો ઉત્તર પણ પોતેજ કર્યો જે કરતાને ઐશ્વર્યનું વિશેષપણું જ બહુ જણાય છે ને રામાનુજાદિકે પુરૂષોત્તમ નિરૂપણ કર્યું છે તે જાણે શિખિને કર્યું હોયને શું એમ જણાય છે. શ્રીજીમહારાજના કરાવેલ ગ્રંથ ને બીજા કવિના કરેલા ગ્રંથ જોઇએ છીએ તે જાણે શિખિને કરેલા હોયને શું એમ જણાય છે. જે **यो लोकत्रयमाविश्य । पुरुषेण आत्मभूतेन** એ રીતના કાવ્યને જોઇને ને ઐશ્વર્ય પણ વર્તમાનકાળમાં બહુ વિલક્ષણ છે તે જુઓને વિજ્ઞાનદાસજી આ દેહ સોતા જઇને વિરજાજીના પાણીનું પાન કરીને પાછા અહીં આવ્યા ને તાળાં ને ભીંત પણ આવરણ કરી ન શકયાં. એવી સામર્થી તે કેટલીક કહી દેખાડીયે? સર્વે શાસ્ત્રોનો સિદ્ધાંત જોશું તો જીવ પરમેશ્વર જેવા તો કોઇ કાળે પણ એક સરખા થાતાજ નથી. એ તો સદા અલ્પ સામર્થીએ જુક્ત રહે છે. તે ઉપર કીર્તન ગવરાવ્યું કેઃ—

એક વાત સુણો વ્રજવાસીરે, પુરૂષોત્તમ બોલ્યા પ્રીતિ; એની વાર્તા વિસ્તારીને બહુ કરી. જે આકાશને ઠેકાણે તો અક્ષર છે, ને અંધકારને ઠેકાણે માયા છે, ને વાદળાંને ઠેકાણે તો મહાવિરાટ છે, ને પક્ષિને ઠેકાણે ક્ષુદ્ર વિરાટ છે, ને વિજળીને ઠેકાણે અક્ષરના મુકત છે ને સગુણ નિર્ગુણ તો અક્ષરમાં થાય છે ને પોતે તો જેમ આકાશમાં શબ્દ છે તેની પેઠે અક્ષરમાં રહ્યા છે **मायापरैत्य** એ શ્લોકમાં એમ વાર્તા છે જે પુરૂષોત્તમ ભગવાન આગળ માયા નથી ઉભી રહેલી. ને પુરૂષાદિકને તો પાસેજ રહે છે ને કેટલાક । વૈરાટના, પ્રધાન પુરૂષના ને મુળ પુરૂષના જે મુક્ત છે તે સર્વે પરતંત્ર છે ને પુરૂષોત્તમના જે મુકત છે તેનો સ્વતંત્ર છે ને જેવો તેવો હોય તોપણ ઇંદ્ર, બ્રહ્મા, કે વિરાટ કે પ્રધાનપુરૂષ જેવો થાય છે અને ઉપાસના અતિશે ઇતિ હોય તો મુળ પુરૂષ જેવા પણ થાય ને, સત્પુરૂષના સંગે કરીને, ધર્મ જ્ઞાનાદિક પુરૂષ પ્રયત્ને કરીને અતિ પકવ કરે તો એકાંતિક ભક્ત થાય છે તેની વાર્તા સોનાના તથા ઇંગ્રેજના મેતાના દૃષ્ટાંતે કરીને બહુ કરી. ૨૫૮ **कर्मात्म कंम्नेन शरीर बंधः** એ શ્લોકની વાર્તા એમ કરીને પ્રથમ દેહાભિમાને યુક્ત થકા પંચવિષય સંબંધી ક્રિયાને મમત્વ સહિત કરે છે તેમ આ સત્સંગે કરીને જીવરૂપે પોતાને માનીને શ્રીજી મહારાજને તેના ભક્તને અર્થે તેમજ મમત્વ રાખીને નવધા ભક્તિ અતિશે કરે ત્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે. તે પછી સત્તારૂપ થઇને વારંવાર

ઉપશમ કરીને અને ફુઆરાની પેઠે અનેક પ્રકારે થઈ જે ઇંદ્રિયુંની વૃત્તિયું તેને પીંડીકરણ વારંવાર કર્યા કર ત્યારે જીવને અતિ બંધનરૂપ જે કારણ શરીર તેનો નાશ થઈ જાય છે. ૨૫૯ ને ત્રણ વચનામૃત વંચાવ્યાં તેમાં એકતો રહસ્યનું, બીજું સાધુ બ્રહ્મચારી અયોધ્યાવાસીને ગૃહસ્થ સર્વે ખબરદાર રહેજો તેનું અને ત્રીજું નાઈ ધોઇને પુજા કર્યાનું. સમાધિવાળાને શ્રીજીમહારાજની મરજી જણાય કે નહીં? તે ઉપર વાર્તા કરીને અતિશે એકતાપણાને જે પામી જાય છે તેને કયારેક જણાય છે ને બીજાને તો ન જણાય ને જેને ધર્મજ્ઞાનાદિક અતિ પક્વ હોય એવો જે એકાંતિક ભક્ત તેને તો સદાય જણાયાં કરે છે. ૨૬૦ અને માની પ્રકૃતિ હોય ને માન મગતું હોય તેનું માન કેમ ટળે? ઉત્તરઃ વૈરાટ પુરૂષની સામર્થી જોવી, પ્રધાન પુરૂષની સામર્થી જોવી તથા મૂળ પુરૂષની સામર્થી જોવી ને તપાસ કરવો જે એમના જેવી સામર્થી મારામાં કેટલી છે? જે હું માન રાખું છું. એમ તપાસ કરે તો માન ટળી જાય. ને વળી એમ વિચારે જે શ્રીહરિજી મહારાજના જે મોટામોટા સાધુ શતાનંદમુનિ ને સ્વરૂપાનંદ સ્વામી તથા મુક્તાનંદસ્વામી તથા પર્વતભાઇ એમના જેવી સામર્થી મારામાં કેટલી છે એમ વિચારે તોપણ માન રહે નહી. ૨૬૧ અને શ્રીજીના મહિમાની તથા જીવના સ્વરૂપની વાર્તા સમજે છે તોપણ સ્વભાવ ટળતો નથી તેનું કેમ? ઉત્તરઃ એ તો વારંવાર શ્રવણ મનનાદિકને શ્રી હરિજિના મહિમાને વિષે તથા જીવના સ્વરૂપને વિષે સ્વભાવને મટાડયા કરે તો ટળે છે; નહીં તો ન ટળે. તે ઉપર બે વચનામૃત વંચાવ્યાં એકતો સહજ પ્રકૃતિ ટાળ્યાનું ને બીજું શત્રુ ભાવનું. ૨૬૨ અને નિષ્ઠાનું સ્વરૂપ જાણવાનું લક્ષણ એ છે જે વહાણ બુડતુ હોય અને દૈવેચ્છાએ કરીને વગડામાં એકલાજ પડયા હોઇએ ને વળી દેહ પણ અતિ માંદો હોય ને પોતાની મેળે ક્રિયા કરવા સમર્થ ન હોય તોપણ કાયર ન થાય ને શ્રીજી મહારાજના અંતર્યામીપણાનો વિશ્વાસ તે પણ લેશ માત્ર ગૌણ પડે નહીં તેનો પકવ નિષ્ઠા કહીયે તથા શ્રીહરિજિ કે સત્પુરૂષ તે જે તે નાના સાધુના વચનમાં વરતાવે તોપણ જેમ મહારાજની તથા મોટા સંતની સમીપે વરતતો હોય તેમજ વર્તે પણ લેશ માત્ર આડું અવળું કરે નહીં એ પકવ નિષ્ઠાનું લક્ષણ છે એવી પકવ નિષ્ઠા કેમ થાય? ઉત્તરઃ એવી વાર્તા

કર્યામાં તથા સાંભળ્યામાં શ્રદ્ધા બહુ રાખે તથા મોટા પુરૂષનો સંગ કર્યા કરે તો થાય. ૨૬૩ અને જે શ્રીજીનેજ દેખે છે પણ પોતાના સ્વરૂપને જુદું દેખતો નથી તે કેમ? ઉત્તરઃ એ તો સાધનકાળને વિષે જીવ, ઇશ્વર તે પરમેશ્વરનાં સ્વરૂપનું ભિન્ન ભિન્ન શ્રવણ, મનન, નિદિધ્યાસ કર્યા હોય તો સ્થિતિમાં પણ જુદાં જણાય છે. નહીંતો ન જણાય. ૨૬૪ અને માનસીપુજાને વિષે તથા સ્થુળ દેહે કરીને પૂજા કરીયે તેને વિષે રસનાદિક ઇંદ્રિયુંની વૃત્તિયું કેમ કરો છો? ઉત્તરઃ પરમેશ્વરની મૂર્તિ આગળ ધારવી; પછે જીવ્હાદિકદ્વારે અંતરમાં ઉતારવી; પછે સત્તા રૂપ થઇને, સામું જોઇ રહેવું; એમ ને એમ કર્યા કરે તો રાગ ઓછા થઇ જાય છે. ને જે સંકલ્પ વિકલ્પ કર્યાની વૃત્તિ છે તેને વાસના લિંગ શરીર કહિયે. ને જે અવ્યક્તપણે રહ્યું છે તેને કારણ શરીર કહ્યું છે ને જ્યારે અતિ રાગ થઇ જાય છે ત્યારે સ્થુલ થઇ આવે છે. જુઓને નેત્રની આગળ સર્વ સંકલ્પની ગાંઠો થઇ રહી છે. જે આ ઝાડની પંક્તિ છે ને આ મનુષ્યની પંક્તિ છે તે નેત્ર મીંચીને જુઓ તો પણ જણાઇ આવે છે. ૨૬૫ અને સ્પર્શના સંકલ્પ થાય છે તો તે વૃત્તિને મસ્તકને વિષે રાખીએ તો ટળી જાય છે, તેમજ શબ્દની વૃત્તિને નેત્રમાં રાખે તો શ્રોત્રવૃત્તિ ઓછી થઇ જાય છે એ યોગકળા છે. ને સૌભરી ઋષિને યોગકળા એકલીજ આવડે છે પણ જ્ઞાનકળા આવડતી નથી ને યોગબળે કરીનેજ સર્વ કરે છે ને ભમર જેમ કમળને વિષે સ્નેહ સોતો ચોટી રહે છે તેમ સ્વરૂપને વિષે પ્રીતિયે સોતા જોડાઇ જાવું ને કપિલજીએ દેવહુતિ પ્રત્યે વાર્તા કરી જે મહિમા સહિત ભક્તિ ને સિદ્ધ વિવેકે સોતા જ્ઞાનને જ્ઞાનાંશે સોતા વૈરાગ્ય ઇત્યાદિકની પકવતાએ કરીને મોહ ટળી જાય છે. એવી રીતે શ્રીજીએ વાર્તા કરીને કહે જે એ જ્ઞાનાદિકનું શ્રવણ, મનન, નિદિધ્યાસ બહુ કરે ત્યારે સાક્ષાત્કાર થાય છે એ ઉતાવળે થાતું નથી. એમને એમ વૈરાગ્ય સહિત કર્યા કરે તો સિદ્ધ થાય છે. હરજી ઠક્કર સામું જોઇને કહે જે તમને આંક મોઢે કરતાં જેમ કષ્ટ પડતા નથી તેમ ધર્મજ્ઞાનાદિક અભ્યાસે કરીને સરળ થઇ જાય છે. ૨૬૬

અને બદ્રિકાશ્રમ ને શ્વેતદ્વિપના મુક્ત કેમ વર્તે છે? ઉ૦ બદ્રિકાશ્રમના તો જાણુપણુરૂપ થઇને ઈંદ્રિયો, અંતઃ કરણુને જીતે છે ને શ્વેત દ્વિપના તો ધ્યાન કરે છે. એ નિરન્ન કેમ કહેવાય છે? ઉ૦ એ શરીરની ભાવનાએ રહિત વર્તે છે ને આત્મસત્તારૂપ થઇને શ્રીજી મહારાજનું ધ્યાન કરીને કારણુના રાગને ટાળે છે માટે નિરન્ન કહેવાય છે ને શ્રીજીની દયાએ કરીને એક વાર તો સર્વે હરિભક્તને બ્રહ્મપુરમાં લઇ જાય છે ને પોતાને વિષે પ્રીતિ પણુ અતિશે કરાવે છે ને પોતાનું અલૌકિક સુખ પણુ અતિશે આપે છે પછે જેને જ્યાં મોકલવો ઘટે તેને ત્યાં મોકલે છે એ સુખને સંભારતો થકો બીજા રાગને ટાળી પાછો શ્રીજી પાસે આવે છે. ૨૬૭ અને શ્રીજીને સરવે ભજે છે પણુ જેમ છે તેમ જાણુવું બહુ કઠણુ જણાય છે ને આત્માને પણુ સર્વે સંત જાણે છે પણુ આત્મરૂપે વરતવું અતિ કઠણુ છે તે કેમ જાણુવું? ઉ૦ નિત્ય પ્રલયાદિકે કરીને સર્વે ક્રિયાઓને અસત્ય, નાશવંત ને સ્વપ્ન તુલ્ય જાણિને ક્યાંઈ પ્રીતિ ન રાખે ને એમને એમ ઠરાવ કર્યા કરે તો સ્થિતિ થાય છે તે પોતાના દ્રષ્ટાંતે કરીને વાતા કરી. ૨૬૮ અને વિશ્વાસી ભક્તને શ્રીજીનું લીલાચિંતવન કરવું ને બહુ બુદ્ધિવાળાને ગુણુ વિચારવા. **श्रुत्वा गुणान्भुवनः** એ રિત્યે રૂકમણિએ ગુણુ સંભાર્યા છે. બુદ્ધિતો એકજ છે પણુ જેજે ભાવે કરીને ભાવીત થાય છે તેવી તે કહેવાય છે. શાસ્ત્રિય, વૈદિક ને લૌકિક બુદ્ધિ કહેવાય ને સત્સંગનો જોગ અલૌકિક પણુ કહેવાય છે. તે બિલોરી કાચના દ્રષ્ટાંતેથી વાર્તા કરી. ૨૬૯ અને બ્રહ્મપુરાદિકના ભક્ત શ્રીજી મહારાજ ભેળા આંહી આવ્યા હોય તે કેમ ઓળખ્યામાં આવે? ઉ૦ બ્રહ્મપુરના ભક્ત હોય તે ધર્મજ્ઞાનાદિક ને એકાંતિકનાં લક્ષણુ તેણે જુક્ત હોય ને તેમ વર્તતા હોય ને વાર્તા પણુ એમજ કરે ને જે વૈકુંઠના હોઇ તેને ધર્મ પ્રધાનપણે વર્તતો હોય ને બીજા ગૌણુ હોય; ને જે ગોલોકના મુક્ત હોય તેને તો ભક્તિ પ્રધાન હોય ને બીજા ગૌણુ હોય; ને જો શ્વેતદ્વિપના મુક્ત હોય તે તો આત્મનિષ્ઠા રૂપે સત્તા રૂપે વરતતા થકા શ્રીજીનું ધ્યાન કરી કરીને કારણુના ભાવને ટાળતા હોય ને જે બર્દ્રકાશ્રમના તે તો સ્થૂલ ને સૂક્ષ્મના ભાવને ટાળતા થકા પ્રધાનપણે ત્યાગને વિષે વર્તતા હોય ને જે સ્વર્ગ લોકના હોય તેને જસ ને કીર્તિ પ્રધાન પણે વરતતી હોય; તે જે આધુનિક હોય તેને વિષયની આસક્તિ પ્રધાન હોય. ૨૭૦ અને પરમેશ્વર પુરણુ

કામ છે તેને કાંઇ જોવું નથી ને ગ્રહણ કરે છે તેને કેમ જાણવું ? ઉ૦ એનો જીવના કલ્યાણને અર્થે અતિ દયાયે કરીને મનુષ્યભાવનું ગ્રહણ કરે છે અને જો કોઈ પદાર્થ અંગિકાર ન કરે તો આપણું શ્રેય શણે કરીને થાય ? માટે પોતે સંકલ્પ કર્યો છે જે મુને ભૂખ, તરશ, શીત ઉષ્ણાદિક મનુષ્યની પેઠે થાઓ. તે વાત શ્રીજીએ પંચાળાના વચનામૃતમાં કહી છે. ૨૭૧ અને [1] લય, ને વિક્ષેપ [2] રસાસ્વાદ ને કષાય એ ચારને ટાળ્યાનો ઉપાય શો છે ? ઉ૦ એમાં જે લય તેતો ભગવાનની લીલાનું ચિંતવન કરીને તથા સ્વામિનારાયણના ભજને કરીને ટળે છે. વિક્ષેપ તો શ્રીજીના મહાત્મ્યના વિચારે કરીને તથા આત્મા અનાત્માન વિચારે કરીને ટળે છે. રસાસ્વાદ તો નિયમને વિષે યથાર્થ વર્તવાથી ટળે છે અને કષાય તો શ્રીજીના ધ્યાને કરીને ટળે છે. ૨૭૨ અને પંચ વિષયમાં અરૂચિ કેમ થાય ? ઉ૦ વિષય સંબંધી ઉદ્યમને વિષે વારંવાર અતિશે દુઃખ જોયાં કરે તો અરૂચિ થાય. ને જો સહેજ મળે તો પણ એને ભોગવવે કરીને શ્રીજી મહારાજની અપ્રસન્નતા થાય છે એમાં લેશ માત્ર સંશય નથી એમ યથાર્થ મનમાં નિશ્ચે કરે તો અરૂચિ થાય. ૨૭૩ અને પરમેશ્વરની જે યથાર્થ સમજ્યાની વાર્તા છે તે જો હરિભક્તને ન સમજાવે ને છાનું રાખે તો તમોગુણ વૃદ્ધિ પામે છે ને એ મોટા થાય તો પણ સંકર્પણ જેવા થાય છે. ને શ્રીહરિજીની સેવા ને વિષે અખંડ રહી શકે નહીં. તમોગુણ પ્રધાન છે માટે. ૨૭૪ અને નિરવાસનિક અમને ગમે છે એમ શ્રીજીયે કહ્યું છે તે કેમ થાય ? ઉ૦ એ પ્રકારના ભક્ત છે. સવાસનિક ને નિર્વાસનિક એ બેયનું સારૂં તો શ્રીજી મહારાજ કરે છે પણ સનકાદિક જેવા જે નિરવાસનિક ભક્ત છે તે ઉપર જેવો રાજીપો છે તેવો રાજીપો બ્રહ્મા જેવા જે સવાસનિક ભક્ત છે તે ઉપર જણાતો નથી. એ વાત મોક્ષ ધર્મમાં કહી છે જે બ્રહ્માદિકની પૂજા પગે કરીને ગ્રહણ કરે છે ને એકાંતિકની પૂજા તો મસ્તકે કરીને ગ્રહણ કરે છે અને એ બ્રહ્માદિકની તો બ્રહ્માંડમાં મોટપ બહુ જણાય છે ને સનકાદિક તો ગરીબ જેવા જણાય છે પણ એ બહુ મોટા છે ને એવાને સંગે કરીને નિરવાસનિક થવાય છે. ૨૭૫ અને ધર્મ, વૈરાગ્ય, ભક્તિ વિચાર એમાં શ્રેષ્ઠ તે કયો હશે ? સર્વે સંતે વિચારને શ્રેષ્ઠ કહ્યો ત્યારે

---

૧ લય એટલે નિંદ્રાને અધીન થઇ જવું તે ૨ વિક્ષેપ એટલે વિષયના પદાર્થનો અંતરાય.

મોટા સંતે કહ્યું જે અમને પણ એમજ જણાય છે. જુઓને પરમેશ્વરની મોટયપ, એમને ભજી ભજીને શુક નારદાદિક ભગવાન્ કહેવાય છે એવા અનેક સામર્થીએ જુક્ત છે, ને પુરણકામ છે ને કોઇ પદાર્થ માત્ર જોતું નથી અને કેવળ દયાયે કરીને જીવના કલ્યાણને અર્થે મનુષ્યભાવને ગ્રહણ કરે છે ને ઉત્તમ મુમુક્ષુને શિક્ષાને અર્થે તથા આવિર્ભાવ ( અવતારો ) ના શિક્ષાને અર્થે પ્રથમ વનમાં રહીને અષ્ટાંગયોગ સાધ્યો ને શરીરમાં રૂધિર તો રહેવા દીધું જ નહીં ને અન્ન તો જમતા નહી ને વાયુ ભક્ષણ કરીને રહેતા ને સ્ત્રીનો ગંધ જ ગમતો નહીં અને ત્યાગી એવા જે શ્રીજી મહારાજ તે જે તે આપણા કલ્યાણને અર્થે જમવા માંડયું ને વસ્ત્ર પણ ઓઢવા પહેરવા માંડયાં. પણ આપ સર્વેથી જેમ યથાર્થ ઘટે તેમ સેવા થઇ નહીં; કેમ જે કોઇ સત્સંગી છમહિના કે વરસ પર્યંત્ત દાડી દાડી થાળ કરાવીને કે કરીને શ્રીજીને અતિશે પ્રીતિયે જમાડી શકયા નહીં ને વસ્ત્ર આભુષણ વરસો વરસ ભાવે સોતા આપણે કરી શકયા નહીં. એવી રીતે મહીમા સમજવામાં ઘણી કસર રહી. ૨૭૬ અને સત્તારૂપ થઇને માંહી રહીયે તો સુખ રહે છે ને બાહેર રહિયે તો દુઃખ થાય ? ઉત્તમ જેમ માંહિ વરતિયે છૈયે તે દેહમાં સુખ રહે છે તેમ દેહમાં આવિયે તોપણ તેમજ વરતીયે તો દુખ થાય નહીં. તે વર્તવાની રીત જે જેમ તેમ બોલી જવાય, કોઇ કહે તેનું દુખ લગાડીયે નહીં, અને કયાં આપણે વિદુરનીતિ ભણ્યા છીએ જે તે પ્રમાણે નહીં બોલાય તો લાજ નહિ રહે. એમ તો કાંઇ નથી માટે માંહિ ને બાહેર જાણપણારૂપ વરતિયે તો દુખ જ નથી. ૨૭૭ અને વિષયને ભોગવવા ન દઇયે તે મનમાં સંકલ્પ વિકલ્પ કયા કરે છે ને જો ભોગવવા દઇયે તો જીવનું ભુંડું થાય છે માટે આહાર વિહાર જુક્ત રાખવો એ ઠીક છે. ને પદ પ્રગટયાની રિત પણ સારી પેઠે સમજાણી. ૨૭૮ અને શ્રીકૃષ્ણ ભગવાને અહિંસા ધર્મ કેમ ન પ્રગટાવ્યો ? એકલી મારકૂટ કરી છે. એ પ્રશ્ન. ઉત્તર: શિશુપાળ ને જરાસંધાદિ જે અસુર રાજા હતા તેમણે જ્યારે ભાગવદ્ ધર્મ પૃથ્વી ઉપર પ્રવર્તવા ન દીધો ત્યારે વિચારીને અર્જુન ભીમાદિક દ્વારાયે કરીને અધર્મરૂપ રાજાઓની સમાપ્તિ કરાવી ને યુધિષ્ઠિર રાજા દ્વારાયે કરીને શ્રીમદ્ભાગવત્ તથા ભગવદ્ગીતા રૂપ જે સદ્ધર્મ તેને પ્રવર્તાવતા હવા. ૨૭૮ અને મંડળમાં જે ગડબડ થાય છે તેનું કારણ એ છે જે સરખા રૂચિવાળા ન હોય માટે માંહોમાંહિ સંપ રેતો નથી. જેમ ગુણાતીતાનંદ સ્વામીને સંત કહે જે કાળી ભોંની કેરી મીઠી બહુ હોય. પછે તમને

ખબર નથી. પછે કપટ જણાણું ત્યારે સંપ રહ્યો નહીં. ને એક રૂચિવાળા હોય છે તેમાં પણ વૈરાગ્યના ભેદે કરીને સરસ નરસ હોય છેઃ–કુટિચક, બહુદક, હંસ ને પરમહંસ. જ્ઞાન ગૌણુ ને આશ્રમ ધર્મ તે કુટિચક કહેવાય ને આશ્રમ ધર્મ ને જ્ઞાન તુલ્ય તે બહુદક, આશ્રમધર્મ ગૌણુ ને જ્ઞાનાભ્યાસ મુખ્ય તે હંસ કહેવાય ને આત્મા પરમાત્માને સાક્ષાત પામ્યો હોય તે પરમહંસ. પરમહંસના દૃષ્ટાંતે કરીને વાર્ત્તા કરી જે કુટિચક જાણે જે એ ત્રણ મારા જેવા કેમ વરતતા નથી ? તેની એ સમજણુ ખોટી છે. અને પોતે સરસ વરતતો હોય તે જાણે જે જે ઉતરતા હોય તે પણ મારી પેઠે વર્તે તો ઠીક છે એની સમઝણુ તો શ્રેષ્ઠ છે. ૨૮૦ અને પોતાની મેળે દયા કરી મારા સામું જોયું અને વાત કરી જે ભક્તિથી કલ્યાણ તો જીવનું થય છે પણ ત્રણ અંગ વિના જથાર્થ હરિભક્ત થતો નથી. તે કયાં ? તો દાસપણું પ્રીતિ ને આત્મનિષ્ઠા એની વાર્તા વિસ્તારથી કરી જે એ જેને પરિપૂર્ણ હોય પછે તે એકાંતિક ભક્ત કહેવાય છે. એ ભક્તને તે શ્રીજીને લેશ માત્ર અતરાય રેતો નથી. અતિ હેતે કરીને એક જેવુ થઇ જાય છે ને એ ભકતને શ્રીજીની મરજી પણ જાણ્યામાં આવે છે માટે મરજી પ્રમાણે જે વરતે છે ને કોઇક વાત ન જણાય તો તેને પોતે શિખવી દે છે. જેમ બે મિત્ર હોય છે ને તેમને કોઇ અંતરાય રેતો નથી ને એક જીવ જેવો થઇ જાય છે તેમ પરમેશ્વરને ને એકાંકિત ભક્તને પણુ થઇ જાય છે તે પૂર્ણુ ભક્ત કહેવાય છે તે પતિવ્રતા ? અને શૂરવીરના દ્રષ્ટાંતે કરીને વાર્તા કરી ૨૮૧ અને માન થાઓ કે અપમાન થાઓ કે રામપાત્ર લઇને ઘેર ઘેર માંગી ખાઓ કે હાથીએ બેસાડો કે સુખ થાઓ કે દુખ થાઓ કે શરીર રોગી રહો કે નિરોગી રહો પણુ આવા પુરૂષોત્તમ ભગવાન ને મહત્પુરૂષની પ્રાપ્તિ થઇ છે માટે અલમસ્ત થકા શ્રીજીને ભજ્યા કરે પણ એ એકેમાં લેવાય નહિ એ એકાંતિક ભક્ત કેવાય ૨૮૨ અને પરોક્ષને પ્રત્યક્ષ જેવું કરી દઇયે તેનું લક્ષણુ એ જે દશ વિશ પ્રમાણિક મનુષ્ય હોય તે સમિપ સંબંધી હોય તે સર્વે કહેજે આ વાર્તાતો આમજ છે ને પરમ સત્ય છે, તો તે વાત તુરત મનાઇ જાય પણુ લગારે સંશે ન રહે તેમજ શ્રીજી મહારાજ જેવા બ્રહ્મપુરને વિષે ઐશ્વર્ય પાર્ષદને સામર્થીયે સોતા વિરાજે છે તેવા ને તેવાજ પૃથ્વી ઉપર વિચરે છે ને તે મનુષ્યરૂપને વિષે એવીને એવી સામર્થીયે સોયે સો ને હજારો હજાર જીવને દેખાઇ આવે છે ને તે કહે છે ખરા એટલે

પ્રત્યક્ષ થયા અને પરોક્ષ રહ્યા નહી. તે ઉપર સર્પના દ્રષ્ટાંતેથી વાર્તા બહુ કરી. ૨૮૩ અને ડોળીઆ મનુષ્યનો સંગ ન કરવો તેથી કરીને અંતર મલીન થઈ જાય છે અને પછે તપાસીને અંતર શુદ્ધ કરે તો થાય છે ને એમ કરતાં મોટાનેજ આવડે છે તે બિજાને તો શુદ્ધ અશુદ્ધની ખબ-રજ પડતી નથી. ને વહાણુને વિષે જેમ અલ્પ ભાર હોય તે સરસર ચાલ્યું જાતુ હોને ને તેને વિષે ઘણો ભાર ભરે તો તેમ ન ચાલે ને ધીરો પડી જાય છે. તે ડોળીઆને સંગે કરીને ઇંદ્રિયો ને અંતઃકરણુને વિષે રજ, તમ સત્વના વેગ લાગે છે તે પાપરૂપ જે મેલ પેસે છે તેણે કરીને ભજન સ્મરણુ મંદ પડી જાય છે. જેમ પ્રથમ હેતે સોતું ભજન થાતું તેમ ન થાય તે સારૂ તો દતાત્રેય ભગવાન છે તો પણુ બીક રાખીને વર્તે છે અને આપણે તો શાકજ એકલું ખાઇએ છીએ. તેમાં તો કોઇક પેટ ભરીને ખાય છે ને લાડુ તો મુખવાસ જેટલોજ ખાય તે કોઇક તો અરધો ને કોઇકતો પોણો ખાય છે ને અન્ન પેટ ભરીને કોઇક ખાતા હશે. ૨૮૪ અને અર્થારામ ને ગુણુધ્યાન ને દોષાધ્યાનની વાર્તા બહુ કરી તેને સાંભળીને પ્રશ્ન પુછ્યું જે કેમ સમજીએ તો દોષાધ્યાનથી બાધ ન આવે ? ને કેમ કરેતો આવે ? ગુણાધ્યાન કેમ કરવું ને કેમ ન કરવું ? ઉત્તરઃ જેને વિષે દોષ હોય તેને કોઇક પ્રસંગે કરીને કહેવાય તો તેનો દોષ નહીં અને અવગુણ લીવો પણ ન કહેવાય. ને જેને વિષે દોષ ન હોય ને તે પરઠે તો તે દોષ લીધો કહેવાય. તેનું અતિશે ભુંડુ થાય અને કલ્યાણુના માર્ગથી પડી જવાય. **જેમ હોય તેમ કહે તેનો દોષ તો નથી.** જુઓને બ્રહ્મા નારદાદિકને શાસ્ત્ર કે છે ને શ્રીજીએ વચનામૃતમાં કહ્યું છે જે નારદ સનકાદિક જેવા સાધુ છે તે એને રાક જે પાપી જાણે છે એ દોષ લીધો ન કહેવાય. ૨૮૫ અને મુક્તાનંદ ને શતાનંદ જેવા મુનિ છે તે પણુ એમ જાણુતાં હશે જે આને વિષે એટલો દોષ છે અને એને વિષે એ દોષ નથી. ને મહારાજે પણુ વચનામૃતમાં કહ્યું છે જે અમે જોયા કરીયે છીએ જે આને આ વર્તમાનમાં આટલી કસર છે ને આ ઠીક છે એમ મોટા મોટામાં જોયાં કરીએ છીએ એ દોષ ન કહેવાય ૨૮૬ અને હરજી ઠકરે પૂછ્યું જે એક હરિભક્ત નાનો હોય ને એક ભક્ત તો મોટો હોય ને તેમાં દોષ તો નહી હોય તે દોષ લીધો કેવાય કે નહી ? ઉત્તરઃ દોષ લીધો ન કહેવાય. કેમ જે વિવેકવાન્ હોય તેને તો સાચું ખોટું જણા-ય તો ખરૂં. ૨૮૭ અને દાસ પ્રેમી અને જ્ઞાની ભક્ત છે તેમને પરમેશ્વર જ્યારે ક્રિયામાં જોડે છે ત્યારે દાસ ને પ્રેમી તો તેમાં જોડાઇ જાય કેમ જે

એ બેયને તો કર્યાનું ધ્યાન અવ્યક્તપણે રહ્યું જ હતું. જ્ઞાની તો ન જોડાય. એ તો ક્રિયામાત્રનો નિષેધ કરીને શ્રીજીમહારાજને વિષે જોડાણો છે. માટે ઘટે તેટલીજ કરીને રહેવા દે ને એકાંતિકતો ત્રણે કહેવાય ખરા. ૨૮૮ અને બે પ્રકારનાં મનુષ્ય છે તેમાં એકને તો ઇંદ્રિયો, અંતઃકરણ, ધર્મ, અર્થ ને કામ પર વર્તે છે ને અર્થાદિક ને અર્થે ઉદ્યમ કરે છે તે એ આત્મા જાણે છે ને સુક્ષ્મ દેહને જાણે છે, તે અર્થાદિકમાં અનેક ભેદ રહ્યા છે તેની વિગત જે કોઇકને તો ઇંદ્રાદિકના ને કોઇકને તો બ્રહ્માદિકના ને કોઇકને તો વિરાટ પુરૂષના ને કોયકને પ્રધાન પુરૂષના ને મૂળ પુરૂષના અર્થ ને કામાદિક જોઇએ છીએ ને તે અર્થાદિક લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ, માન, ને ક્રોધ, ઇર્ષ્યા, મદ, મત્સરાદિએ કરીને ભરેલા છે. અને બીજાનાં દેહ, ઇંદ્રિયો, અંતઃકરણ તો મોક્ષપર વર્તે છે. તેનાં લક્ષણ પ્રકૃતિ પુરૂષ ને તેના કાર્ય ને અસત્ય ને અત્યંત અસાર ને નાશવંત ને તુચ્છ ને સ્વપ્ન તુલ્ય જાણીને ને જીવાત્માને બ્રહ્મ સાથે એકતાને પમાડીને પરબ્રહ્મ પુરૂષોત્તમને ભજે છે. **आत्मारामः ब्रह्मभूतः प्रसन्नात्मा। धर्मस्थितं रूपगतैर्ब्रह्म।** એવી જાતની રૂચિ અતિશે પકવ કરી હોય તો કોઇ કાળે અને કોઇ વિક્ષેપે કરીને પણ ભકિતનો નાશ થાય નહી. દૃષ્ટાંત જીવને જ્યારે અંત સમો આવે છે ત્યારે મૂર્ચ્છાવસ્થા થઇ જાય છે તે સમયે કાંઇ ખબર રહેતી નથી. તે પાછો દેહ ધરે છે ત્યારે પૂર્વની પેઠેજ રાગ દ્વેષાદિકને લઇનેજ ઉઠે છે તેમ જેને ધર્મજ્ઞાનાદિક સંબધી અતિ પકવ રૂચિ થઇ હોય તો તે જ્યાં જાય ત્યાં તેવી રૂચિ લઇને ઉઠે છે. ને શ્રીજીમહારાજની મૂરતિને દૃષ્ટિ આગળ ધારીને ઇંદ્રિયું દ્વારાએ કરીને અંતરમાં ઉતારવી ને આત્મ-સત્તા રૂપ સામું જોઇ રેવુ. એમ કર્યા કરે તો ઇંદ્રિયુંમાંથી રાગ ઓછા થઇ જાય છે. ને એમ વર્ત્યા વિનાનો ધર્મને વિષે રહીને વિષયને ભોગવતો હોય તો પણ મુકી શકે નહીં. ને જે મોરે કહ્યા તેમ વર્તતો હોય તે તો મુકી દે. ને તેની ઇંદ્રિયોની વૃત્તિ કોમળ હોય છે તેને જેમ ફેરવે તેમ ફરે છે. જેમ નાનું વડનું વૃક્ષ હોય છે તેને જેમ મરડે તેમ મરડાય છે પણ બહુ મૂળ ઘાલે ને અને અતિ વિસ્તારવાન, જે વડ હોય છે તે મરડયો મરડાય નહીં માટે પુરૂષ પ્રયત્ને કરીને પ્રતિલોમ પણે વરત્યાનો આગ્રહ રાખવો. ૨૮૯ અને ધર્મજ્ઞાનાદિકની પકવતાયે કરીને પંચવિષયને વિષે બંધાય નહીં, ત્યારે એકાંતિક થાય ને જે પ્રેમી ભકતને પતિવૃત્તાનું અંગ હોય ને દાસને તો વચનમાં યથાર્થ વર્ત્યાનું અંગ હોય તેણે કરીને વિષ-

યને વિષે અરૂચિ હોય છે. પણ જ્ઞાન વિના મૂળ ઉખડે નહીં. માટે ઉપશમ કરી કરીને એ રાગ ઓછા કરવા જેમ ઝાડને વારંવાર કાપ્યા કરેતો કાંટા નિર્બળ નિસરે. ૨૯૦ સત્વ બ્રહ્મદર્શન એવી જે માયા તે દુખરૂપ કેમ કહેવાય છે એ પ્રશ્નઃ ઉત્તરઃ જેમ પૃથ્વીના ઘટાદિક એવા અનેક આકારની રચના છે તથા કાચાદિકને વિષે જે સ્વચ્છ પણું છે તે સર્વે કર્ત્તાની સત્યતાએ કરીને છે. તેમ શ્રી હરિજી મહારાજ અને તેમના સત્પુરૂષના સંબંધે કરીને સત્વ ગુણને વિષે બ્રહ્મ દર્શન પણું છે ને એમ ન હોય તો આરબ ને ભાવર ને કોળી આદિકમાં સત્વગુણ તો દેખાય છે તો પણ બ્રહ્મદર્શન તો કહેવાય નહીં. ને નિર્ગુણ પણું તો બેયના સંગે કરીને આવે છે. ને તેને વિષે બીજો એક ભેદ છે. જેમ અહીંથી વરતાલ, નથા ધોલેરે કે જુનાગઢ ગયા તો પણ ગયા કહેવાય ને હોય નો માર્ગમાં. તેમ હરિભક્ત નિર્ગુણ કહેવાય. તે દેવના દૃષ્ટાંતેથી બહુ વાત કરી. ૨૯૧ અને પુરૂષોત્તમ ભગવાનના સ્વરૂને કેમ સમજો છો? ઉત્તરઃ જેવી રામ-કૃષ્ણાદિક ભગવાનની મૂરતિ છે તેવી જ પુરૂષોત્તમ ભગવાનની મૂરતિ હોય પણ સ્વરૂપ, સ્વભાવ, ગુણ ને વિભૂતિ આદિકે કરીને તથા ઐશ્વર્ય, પ્રકાશ ને શક્ત્યાદિકના અનવધિકાતિશયપણાયે કરીને અત્યંત વિલક્ષણ છે. ત્યાં દૃષ્ટાંતઃ જેમ ચિત્રામણના સૂર્યને ને પ્રત્યક્ષ સૂર્યને ને જેમ પ્રત્યક્ષ હોળીની અગ્નિ ને ચિત્રામણથી હોળીની અગ્નિને તેમ સ્વભાવ ઐશ્વર્યાદિને વિષે અતિશે ભિન્ન પણું છે એમ પુરૂષોત્તમના સ્વરૂપને સમજવું. ૨૯૨ અને સાધર્મ્ય પણું કેમ જાણવું? ઉત્તરઃ આપણે તો સર્વે સાધર્મ્યપણાને પામ્યા છીએ, તો જીવનાં કલ્યાણ કરીએ છૈયે. ત્યાં દૃષ્ટાંત–જેમ એક પર્વત તો સાકરનો જ હોય, ને એક પર્વત તો પોણા ભાગનો સાકરનો હોય, ને એક તો અરધા ભાગનો સાકરનો હોય ને એક તો પા ભાગનો સાકરનો હોય ને એક પર્વત ને તો શિખર ઉપર સો કે પચાસ મણ સાકર પડી હોય ત્યાં જે જીવ જાય તે સર્વેનાં મૂખ ગળ્યાં થાય તેમ સાધર્મ્યપણામાં ભેદ છે. ૨૯૩ ને આત્માનો ને ભગવાનનો મહિમા કેમ જાણવો એ પ્રશ્ન ઉત્તરઃ આત્મા એમ જાણવો જે ચોરાશી લાખ જાતના દેહ ધર્યા પણ કયાંઇ મર્યો નહીં ને એવો ને એવો રહ્યો છે. માટે અજર અમર છે ને અછેદ્ય, અભેદ્યાદિક લક્ષણે કરીને જીવ સત્તાને જાણવો ને પુરૂષોત્તમ ભગવાનનો મહિમા તો એમ સમઝવો જે જેની બિકે કરીને વાયુ વાય છે ને જેની બીકે કરીને સમુદ્ર ચોસઠ ગાઉ ઊંચું જળને ધરી રહ્યો છે ને

જે જળના બિંદુમાંથી આવી કાયા કરી આપે છે એવી જાતનો મહિમા અપાર રહ્યો છે એમ પુરૂષોત્તમ ભગવાનનો મહિમા સમઝવો. ૨૯૪ અને જેટલા પદાર્થ બહાર રહ્યા છે તેટલાંજ જીવમાં રહ્યાં છે અને જીવની અહં-વૃત્તિ બહુ બળવાન્ છે અને અતિશે સરસ ભગવદ્ વારતા સભામાં થાતી હોય અને અહંવૃત્તિ બીજે ઠેકાણે જાય તો તરત ઉઠી ચાલી નીસરે ને અહંવૃત્તિ બહુ વિસ્તારવાન્ જણાય છે. સાહેબ લોક ઘોડાને ને અસવાર ને તોળીને દોડાવે છે. તેને જો ફરીને તોળે તો જે આગળ નીસર્યો હોય તેમાં ચાર પાંચ શેર ભાર વધુ થાય છે. ૨૯૫ એ અહંવૃત્તિ કેમ ટળે છે? ઉત્તરઃ જે ધર્મામૃત, શિક્ષાપત્રી, નિષ્કામ શુદ્ધિ એ ત્રણ ગ્રંથ પ્રમાણે નિય-મમાં દેહને વર્તાવે. ને પ્રમાદ મુકીને ને સત્પુરૂષના સંગે કરીને, ધર્મ–જ્ઞાન ને વૈરાગ્ય ને મહાત્મ્યે સહિત શ્રીહરિની ભક્તિને શિખિને તેમજ વર્તે તો ટળે અને એ અહંવૃત્તિ જન્મ મરણનું કારણ છે. ૨૯૬ અને ધર્મજ્ઞાનાદિકે કરીને બે સરખા હોય તેમાં એક તો શ્રીહરિજીની અનુવૃત્તિમાં વરતે છે ને એક તો નથી વરતતો એ બેમાં કોણ શ્રેષ્ઠ છે? સતે કહ્યું જે અનુ-વૃત્તિમાં જે વરતે છે તે જ શ્રેષ્ઠ છે. ને જે જથારથ મહિમા સમજતો હોય તે જ અનુવૃત્તિમાં વર્તે ૨૯૭ અને જે સત્સંગ કરે છે તેને દિવ્ય દેહ કેમ બંધાય છે? ઉત્તરઃ જેમ મૂર્તિનું બિબુ મીણનું કરે છે તેમાં રસ રેડે છે તે રસની મૂર્તિ બંધાય છે ને મીણનું બીબું ગળી જાય છે ને ઉપર માટીનું હોય તેને ભાંગી નાંખે છે તેમ ધર્મજ્ઞાનાદિક જેમ જેમ પકવતાને પામતા જાય છે તેમ તેમ દિવ્ય દેહને વિષે પ્રકાશાદિક ઐશ્વર્ય આવતાં જાય ને ચારે સાધન સંપૂર્ણ જયારે જીવને વિષે પ્રાપ્ત થાય ત્યારે દિવ્ય દેહ સર્વે પ્રકારે સંપૂર્ણ થાય તે પછે માટીના બિબાને ઠેકાણે જે સ્થુલ દેહ તે પડી જાય છે ને જેમ તે મૂર્તિને ઘસી ભૂંસીને દિવ્ય કરે છે તેમ એકાંતિક ભક્તને શ્રીહરિજિ મહારાજ અતિ દયા કરીને સર્વે કસર ટાળી નાંખે છે. ૨૯૮ અને દેહાભિમાન તો સ્થુલ શરીરને વિષે રહ્યું છે ને માન તો સૂક્ષ્મ શરીર વિષે રહ્યું છે એ રીતે બે પ્રકારના મનની વિગતની વાર્તા કરી. તથા નર ને માદા નામે બે પ્રકારના જીવ અસુરમાં ને દેવમાં રહ્યા છે ને અસુર જો નર હોય તો અનેક જીવને અસુર કરે છે અને જો દેવ નર હોય હોય તે હજારો જીવને દેવ કરે છે અને નર વિના એકલી માદાને ફળ લાગે નહી. એમ એકાંતિક ભક્તના સંગ વિના એકાંતિક

અને સર્વે જીવનું કર્મ તો એક નથી ને ઉત્પત્તિ, પ્રલય એક કાલે કેમ થાય છે ? ઉત્તર જે: ઉત્પત્યાદિક તો વૈરાટ પુરૂષને લઈને થાય છે. જેમ જુનાગઢ જઈએ છીએ તે મંડળના સાધુને ગમે ન ગમે પણ આવવુ પડે છે એમ પ્રલયની રીત છે. મહતત્વાદિક ભિન્ન ઉપજે છે કે એકકાળે ઉપજે ? ઉત્તર જે : એક કાળે ઉપજે છે. જેમ બાળક ઉત્પન્ન થાય છે. ૩૦૩ જીવમાત્ર કરે છે તો બહુ પણ જે કરવાનું છે તે રહી જાય છે. જે લહિયા થવું કે કવિ થવું એ આદિક સાધન તો આળસ મેલીને કરે છે પણ એકાંતિક થવાનુ સાધન તો તત્પર થઈને કરતો નથી. ૩૦૪ અને જીવને પ્રાકૃત વસ્તુમાં હેત થાય છે તેવુ ભગવાન કે ભગવાનના મોટા સાધુને વિષે હોય તો કોઈ વાતની ઋણા જ ન રહે ને બહુ મોટા થાય છે ને એમ વારતા કહી જે દેહનો ભાર જણાય છે. તે જેમ ગોદડાં ને લાકડાં ભેગાં કરીને ખડકયાં હોય તેમ. ૩૦૫ જીવ પરોક્ષનુ ભજન સ્મરણ તો બહુ કરે છે પણ જેમ પ્રત્યક્ષના ભજને કરીને કલ્યાણ થાય છે તેમ કેમ થતુ નથી ? ઉત્તર: જ્યારે પ્રત્યક્ષ હોય ત્યારે તો પોતાને જીવનું કલ્યાણ કરવાનો સંકલ્પ હોય અને જે જીવને પોતાનું દર્શન હોય તેણે કરીને અનેક જીવનો મોક્ષ થાય છે. ને અવતાર અવતારીના સંકલ્પમાં ન્યુનાધિકપણું અતિશે છે જે અવતારી તો સંકલ્પ કરે ને માત્ર ક્રિયા સિદ્ધ થઈ જાય છે ને જે અવતાર છે તે તો સંકલ્પ કરીને તે ક્રિયામાં પોતે ભળે ત્યારે તે સિદ્ધ થાય.૩૦૬ અહંવૃત્તિ જે તે સકામ ને નિષ્કામાદિ સાધને કરીને અતિશે વૃદ્ધિને પામે છે. સકામ ભક્તિયે કરીને તો મનુષ્યથી લઈને પુરૂષ પ્રકૃતિના જેવી મોટ્યપને પામે છે ને નિષ્કામ ભક્તિયે કરીને જીવ સત્તા જે તે અક્ષરના સાધર્મ્યપણાને પામે છે. ૩૦૭ અને સત્સંગમાં આવે તે જણે જે હું મોટો થાઉં એમ મોટ્યપ આવે નહિ ને સત્સંગને વિષે દૃઢ નિષ્ઠા કરીને ને ધર્મજ્ઞાનાદિક એકાંતિક પાસેથી શિખિને ને સાધને કરીને પકવ કરે તો મોટ્યપને પામે છે તે ઉપર પોતાના વૃત્તાંતની વાર્તા કરી. ૩૦૮ ને ઐશ્વર્ય, શક્તિ ને વિભુતિ એ ત્રણ એક છે કે ભિન્ન ? ઉત્તર: શક્તિ ને ઐશ્વર્ય તો એક છે ને વિભુતિ તો જુદી છે. ૩૦૯ અને હેત ને માહાત્મ્ય જેમ પ્રથમ દિવસ હતાં એમ ને એમ સદા કેમ રહેતાં નથી ? ઉત્તર: પ્રથમની પેઠે ન રહે ગુઢો થઈ જાય જાય છે અને ગુઢાપણે કરીને અતિશે વૃદ્ધિને પામે છે. ૩૧૦ પક્ષોહ

**बहुस्याम्** એ શ્રુતિમાં એમ કહ્યું જે પુરૂષોત્તમ ભગવાનનો પ્રકાશ અક્ષર-બ્રહ્મને વિષે જેમ છે એમ પ્રકૃતિ પુરૂષમાં નથી. એવી રીતે અધિક ઉતરતા કયા? મશાલના દૃષ્ટાંતે એ પ્રશ્ન. ઉત્તરઃ એ કહ્યું છે એમ જ છે ને પ્રકાશરૂપે કરીને ભગવાન્ મૂર્તિમાન સર્વેને વિષે રહ્યા છે એમ પુરૂષોત્તમ ભગવાનનું વ્યાપકપણું સમઝવું ને સત્સંગી હોય ને જે રાજ્યમાં રહેતો હોય તેનું કહ્યું કરવું પડે તેમ બ્રહ્મા સૂર્યાદિકને જે અનુસરે છે તે તે જેવા થાય છે ને પુરૂષોત્તમ ભગવાન કે તેમના મોટા સાધુની અનુવૃત્તિમાં વર્તે તો અક્ષર જેવા થાય છે. ૩૧૧ અને પ્રથમ કાંઇક આડું અવળું વરતાણું હોય ને પછે ખબડદાર થઇને વરતે તો પાછો શુદ્ધ થઇ જાય છે. ૩૧૨ અને પુરૂષોત્તમ ભગવાન, માયા ને જીવ એ ત્રણે અનાદિ છે એ વાત યથાર્થ સમજાતિ નથી. માયા ને જીવ તો ભગવાન આગળ અતિ અસમર્થ ને પશુ જેવાં જ જણાય છે અને એને અનાદિપણું છે એટલુંજ એ બેને સરખાપણું છે પણ સર્વે ઐશ્વર્ય જુક્ત તો પુરૂષોત્તમ ભગવાન છે એમ મનુષ્ય ને પશુને દૃષ્ટાંતે કરીને બહુ વાર્તા કરી. ૩૧૩ અને મન તો સત્વગુણથી થયું છે તેમાં રજ તમના વિકાર કેમ રહ્યા છે? ઉત્તરઃ મન તો પ્રકાશક છે તે દીપકના દૃષ્ટાંતેથી બહુ વાત કરી. ને જો વિકારવાન્ હોય તો નારદ સનકાદિકનાં મન કેમ વિકારવાન્ નથી? સ્થિતિવાન્ હોય અને ઠીક વર્તતા ન હોય–ને સ્થિતિ ન હોય ને જેમ સંત કહે છે તેમ કરે છે એ કેમ હશે? ઉત્તરઃ એને સાધન છે ને સ્થિતિવાનને નથી. ૩૧૪ અને અક્ષરબ્રહ્મ વ્યાપકપણે કેમ રહ્યા છે? ઉત્તરઃ ઐશ્વર્યે કરીને રહ્યા છે. જેમ સૂર્ય ને સૂર્યનો પ્રકાશ છે તેમ છે. ૩૧૫ અને ઉપાસ્ય, ઉપાસક ને સ્થાનક એ ત્રણની શુદ્ધતા કહો. ઉત્તરઃ પુરૂષોત્તમ ભગવાન તુલ્ય ઉપાસક કોઇ નથી. ને ઉપાસક અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા હોય તે શુદ્ધ ને સ્થાનક તો અક્ષર બ્રહ્મ કહેવાય. ૩૧૬ અને સદા સુખી કેમ રહેવાય? પોતાને કાંઇ જોઇએ જ નહિ એમ વર્તે તો સદા સુખી રહેવાય અને કોઇ પદાર્થ સત્સંગને અર્થે જોતાં હોય તે પોતાનાં ન કહેવાય. ૩૧૭ અને પંચવિષયની અરૂચી કેમ થાય? ઉ૦ સર્વે વસ્તુને વિષે દોષાધ્યાન નિરંતર રહ્યાં કરે તો થાય. ૩૧૮ અને ઇંદ્રિયું, અંતઃકરણ ને જીવને વિષે નિશ્ચે હોય તેની પ્રાપ્તિ કહો. ઉ૦ ઇંદ્રિયુંને વિષે નિશ્ચે હોય તેતો ઇંદ્ર જેવો થાય ને શ્રવણ મનનાદિક 'સાધન કર્યા વિના ઉત્તમ થાતા નથી. માટે વિષયને વિષે રાગ ટળતા નથી. ૩૧૯ અને હરજી ઠકરને મહારાજ મળ્યા એટલે શાંતિ થઇ ગઇ. સંત કહે જે ઉત્તમ

મુમુક્ષુને તો દર્શને કરિને શાંત થઇ જાય છે ને માંની, લોભી એવા જે મુમુક્ષુ હોય તેને તો માન-લોભ સોતા જે સત્સંગી રહે તો શાંતિ રહે, નહિ તો ઉદ્વેગ રહે. અને અક્ષર તો સર્વે ઠેકાણે છે. તેમાં પુરૂષોત્તમ ભગવાન્ ક્યાં રહેતા હશે? ઉ૦ એકાંતિક ભક્તમાં રહે છે તે પણ અનંત છે માટે તેના મધ્યે પણ જે અતિ ઉત્તમ એકાંતિક હોય તેમાં મૂળ સ્વરૂપે રહે છે. જેમ રાસરમણમાં શ્રી શામજી પાસે શુદ્ધ મૂળ સ્વરૂપે રહેતા હતા તેમ રહે છે. ૩૨૦ ને ભગવાનના કેવા ભક્ત હોય તે કેવા ધામને પામે છે? ઉ૦ સાચી ઉપાસના ને ધર્મ એ બે સંપૂર્ણ હોય તે તો અક્ષરધામને પામે ને ધર્મને વિષે કસર હોય તો મૂળ પુરૂષને પામે. એથી વધુ સવાસનિક હોય તો પ્રધાન પુરૂષ તથા વૈરાટ પુરૂષાદિકને પામે ને એ બેમાં કસર હોય તો બ્રહ્માદિક જેવો થાય ને ગુણબુદ્ધિવાળો હોય ને સાધુંની સેવા ચાકરી કરતો હોય તે તો ઇંદ્ર જેવો થાય તે વચનામૃતમાં શ્રીજીએ કહ્યુ છે જે પાંચ સાધન સંપૂર્ણ હોય તો અક્ષરધામને પામે; નહિ તો બીજાં ધામને પામે. ૩૨૧ અને એમ વાર્તા કરી જે માન, લોભ, ઇર્ષા આદિકને ટાળવાનાં સાધન કર્યા કરે ને તેને વિષે દોષદષ્ટિ રાખ્યાં કરે તો ધીરે ધીરે નિવૃત્તિ પામી જાય છે એમ સ્વભાવ ટાળ્યાની રીત છે. ૩૨૨ સ્થૂળ સૂક્ષ્મના ભાવને ટાળવાના પુરૂષ પ્રયત્નમાં બદ્રિકાશ્રમના ઋષિ મંડ્યા છે ને કારણ શરીરના ભાવને ટાળવાના પ્રયત્નમાં શ્વેતદ્વિપના મુક્ત મંડ્યા છે. શ્રદ્ધામાં વૈરાગ્યાદિક આવી જાય છે. એમાં મંતે શંકા કરી જે જુદા શા સારૂ કહ્યા? ઉ૦ શ્રદ્ધા તો બીજે પણ થાય છે માટે સત્શાસ્ત્રને સત્પુરૂષના સંગે કરીને જ્ઞાન વૈરાગ્યાદિક ને શ્રવણ મનનાદિકે કરીને શિખે તો સાચી શ્રદ્ધા ઉપજે છે ને શ્રદ્ધામાં જ્ઞાનાદિક રહ્યાં છે. ૩૨૩ અને સ્વયં, અંશ, કલા ને વિભૂતિ એ ચાર કેમ સમજવાં? ઉ૦ સગુણ નિર્ગુણ બે પ્રકારના ભગવાનના અવતાર છે તે સગુણમાં તો પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ ને સંકર્ષણ સ્વયં છે ને બ્રહ્મા, વિષ્ણુ ને શિવ તો અંશાવતાર છે ને કસ્યપાદિક તો કલા અવતાર છે ને નિર્ગુણ અવતારમાં તો શ્રી કૃષ્ણાદિક સ્વયં, દત્ત, કપિલાદિક અંશ ને મચ્છાદિક કલા છે ને વિભૂતિ તો ઈંદ્રાદિક જાણવા. ને વિભૂતિ તો ભગવાનની છડી છે ને ગીતામાં તો રાજાને પણ વિભૂતિ કહ્યા છે માટે છડી તો સર્વેને માનવા યોગ્ય છે. ને રાજા પરિક્ષીતનું ઋષિએ સન્માન ન કર્યું તો કેટલી ઉપાધિ થઇ? ને એમને વિષે જે સર્વદા સ્વાભાવિક ગુણ છે તે તો પોતાનો છે ને વિશેષ ઐશ્વર્ય જણાય છે તે પરમેશ્વરનું છે. ૩૨૪ ને દેહને વિષે જેવી આત્મબુદ્ધિ છે તેમ મહત્પુરૂષને વિષે

આત્મબુદ્ધિ ને પુજ્યબુદ્ધિ સમજી સમજીને આદર સહિત રાખે તો જ્ઞાનાદિક સર્વે સદ્‌ગુણ જીવને વિષે આવે છે એમાં સંશય નથી. ને જીવ તો પોતાની મેળે બહુ કરે છે પણ લેખે લાગતું નથી. તે મહત્પુરૂષની આજ્ઞા ને મરજી પ્રમાણે વર્તે તો અલ્પ કરે તે પણ બહુ થાય છે. જેમ રસે જુક્ત અન્ન અલ્પ જમે પણ તૃપ્ત થાય છે ને ભાજી બશેર જમે તથા છાશ પત્તર બે પીએ તોપણ તેવો સંતોષ ન થાય. ૩૨૫ અને માન કેમ ટળે ? ઉ૦ પોતાને સત્તારૂપ સમજે. શ્રીહરિનો મહિમા યથાર્થ સમજે અને પોતે તો ભગવાન ને સત્પુરૂષ આગળ અતિ હળવો વરતે ને પોતાના વિષે જે કાંઇક મોટ્યપ હોય તે મહત્પુરૂષની છે એમ સમજે. જેમ કોઇકનાં વસ્ત્ર આભુપણ માંગી લાવીને પહેર્યા હોય એમ સમજે તો માન ટળે. ૩૨૬ અને ગુણાતીતાનંદ સ્વામીએ પ્રશ્ન પુછ્યું જે વાસના લિગંદેહ નાશ પામ્યું કેમ જણાય ? ઉત્તરઃ ઉત્તમ વિષય પ્રાપ્ત થયા હોય તેને મુકી દે તોપણ ફરી સાંભરે નહિ. જેમ જન્માન્તરનાં વિષય નથી સાંભરતાં તેમ ન સાંભરે તો લિંગદેહ નાશ થયું જાણવું ૩૨૭ ને ઉપાસના ને ધર્મ એ બે સરસ હોય ને ઉપાસના ને ધર્મ ન્યુન હોય એ ચાર પ્રકારના ધર્મની પ્રાપ્તિ કહો. ઉત્તરઃ ઉપાસના ને ધર્મ સંપૂર્ણ હોય તો અક્ષર ધામને પામે. ને ધર્મ ન્યુન હોય તો પ્રકૃતિ પુરૂષના ધામની પ્રાપ્તિ થાય. ને બેયમાં કસર હોય તો બ્રહ્માદિક ત્રણ દેવના ધામની પ્રાપ્તિ થાય ને ધર્મનિષ્ઠા અધિક હોય તો ઋષિના લોકની પ્રાપ્તિ થાય ને જો ઉપાસના તો હોય પણ અક્ષરનો મહિમા અધિક સમજતો હોય તો અક્ષરમાં લીન થાય પછી વાત કરી જે અમે ત્રણ કે ચાર બેઠા હતા ને શ્રીજીએ વાત કરી જે સર્વે આવિર્ભાવ ( અવતારો ) છે તે પુરૂષોત્તમ નારાયણના અંશ કલાવતાર કહેવાય છે માટે સેવકપણે વર્તે છે અને ભગવાનના ધામમાં અનેક પ્રકારની વાર્તા સમઝવાની છે ને જેને દર્શને મનુષ્ય બહુ તણાય તે મોટા અવતારી કહેવાય ને કોઇ કહેશે જે સર્વે કુસંગને કેમ ટાળી ન નાંખ્યો એ વાત એમ છે જે ભગવાન્ અહિંસાધર્મ પરાયણ વર્તે છે માટે સહેજે ટળે તેટલો ટાળે છે પણ આગ્રહ કરતા નથી, ૩૨૮ અને મનોહરદાસ ભગવદ્‌વાર્તા સાંભળવા બેઠા હતા ને શ્રવણ કરતે કરતે લક્ષ થઇ ગયો ત્યારે શાંતાનંદ કહે આને બહુ સુખ થાતું હશે. ત્યારે સંત કહે જે તમારે સમાધિ જોઇએ છીએ ? ત્યારે કહ્યું જે મહારાજનું દર્શન થાય તો તો બહુ શ્રેષ્ઠ છે જ તો. સંત કહે જે ઇંદ્રિયોને વિષયમાંથી રેતી જેવી લુખી

કરી નાંખે ને જીવસત્તાને અક્ષર સાથે એકપણાને પમાડીને ને અક્ષરરૂપ થઇને પુરૂષોત્તમ નારાયણની ઉપાસના કર્યા કરે એમ જે વર્તવું તેને તો સમાધિ કરતાં પણ અમે શ્રેષ્ઠ માનીયે છીએ. ૩૨૯ અને મારી આગળ એમ વાર્તા કરી જે પોતાના જેવો સ્વભાવ હોય તેવો સર્વેને કરવા ઇચ્છે તો તે કેમ થાય ને શરીરનાં બીઆં (સ્વભાવ) જુદાં જુદાં છે માટે ન થાય. ને તમોગુણ ને રજોગુણના જે મલીન સંકલ્પ છે તે તો શમદમાદિકે કરીને તથા શ્રીજી મહારાજના ગુણચારિત્ર્યની કથા કીર્તને કરીને ટળે છે ને વિષયની ઉત્પત્તિ તો વિષયમાંથી ને દેહાભિમાનમાંથી છે ને સૂક્ષ્મભાવ ને સ્થુલભાવને ઓળખવા. તે સૂક્ષ્મભાવ તે શું છે જે મુક્તાનંદ સ્વામી જેવા અનેક જીવના કલ્યાણ કરવાને અર્થે સર્વના સરખા વર્તે છે અને પોતાને વિષે તો વૈરાગ્યાદિકનું બળ અપાર રહ્યું છે માટે એને તે સૂક્ષ્મભાવ કહેવાય ને સ્થુલભાવ તે એ જે પોતાના અંતઃકરણમાં તો બળ અલ્પ હોય ને બાહેર બહુ જણાવે એને સ્થુલભાવ કહેવાય ૩૩૦ અને પુસ્તક અને ચર્ણાર્વિન્દને અર્થે બહુ દાખડો કરે છે એ સર્વ છે તો ખરૂં પણ સત્પુરૂષના સમાગમમાં રહીને, ધનસ્ત્રિયાદિકનો ત્યાગ કરીને ને શ્રીહરિજિની અનુવૃત્તિમાં રહીને પોતાનું ઉત્તમ કલ્યાણ કરવું એ શ્રેષ્ઠ સમજણ છે. અને એવી બુદ્ધિ જ નથી ગ્રહણ કરતા તો તેના પુસ્તકાદિ સર્વે પડ્યું રહે છે ને પોતે સત્સંગ થકી પડી જાય છે. ૩૩૧ અને અમદાવાદના બીજા વચનામૃતમાં સત્તારૂપ થઇને માનસી પુજાદિકનું કરવું એમ કહ્યું તે સત્તારૂપ કેમ થયા કેવાય? ઉત્તર જે પંચવિષય સાધને જુક્ત વર્તતા હોય તે સત્તારૂપ કેવાય.

ઇતિશ્રી સહજાનંદ સ્વામી શિષ્ય ગોપાળાનંદ સ્વામી તેમણે ભગવાનના મહિમાની વાત કરી ને તે ચૈતન્યાનંદ સ્વામીએ શ્રવણ કરી લખી તેનું પ્રથમ પ્રકરણ. ૧.

---

## પ્રકરણ બીજું.

---

હવે નિશ્ચેની વાત સમજવાની રિત લખીએ છીએ. તેમાં ઉત્તમ સવિકલ્પ નિશ્ચયવાળો ભગવાનને એમ સમજે જે ભગવાનને કોઇ દોષ

અડતો નથી કેમકે ભગવાન તો સર્વના કારણ છે તે એમને કોઇ દોષ અડતો નથી કેમજે જે ક્રિયા પ્રવર્તે છે તે ભગવાનની અંતર્યામી પ્રેરણાએ કરીને પ્રવર્તે છે પણ તે વિના તો જીવ કાંઇ કરવા કે ભોગવવા સમર્થ નથી એમ સમજે છે તે માટે તેને ઉત્તમ સવિકલ્પ નિશ્ચેવાળો કહીએ. તેમાં શો દોષ આવ્યો ? જે ઉત્તમ સવિકલ્પ નિશ્ચે એવો ભેદ પડ્યો તે કહીયે છીએ. ઉત્તમ સવિકલ્પ નિશ્ચેવાળો ભગવાનને એમ સમજે છે જે અંતર્યામિપણે સર્વે ક્રિયાને ભગવાન કરે છે એમજ એ સમજે છે તેમાં આ બે દોષ આવે છે જે સર્વેને વિષે અંતર્યામિ પણે તો મહાપુરૂષ જે તે સર્વે જીવ પ્રાણી માત્રને વિષે છે તે પુરૂષ જેવા પુરૂષોત્તમને જાણ્યા એક તો એ દોષ ને બીજો દોષ એ છે જે ભગવાન સર્વેને વિષે અંતર્યામિપણે રહ્યા થકા સર્વે જીવ પ્રાણી માત્રના જે વિષય ભોગ તેમને ભોગવે છે પણ ભગવાન તો અતિ સમર્થ છે તે ભગવાનને કોઈ દોષ અડતો નથી પણ ભગવાનને એ વિષયને ભોગવ્યા વિના ચાલતું નથી એમ ભગવાનને જાણે પણ એમ ન જાણે જે ભગવાન તો જે જે કોઈ પદાર્થને તથા જે જે કાંઇ ગ્રહણ કરે છે તે તો જીવના કલ્યાણ ને અર્થે છે એમ ન જાણે. ૧ હવે કનિષ્ઠ નિર્વિકલ્પ નિશ્ચયવાળો ભગવાનને આકાશ જેવા સમઝે. જેમ આકાશને ચાર ભૂતની ક્રિયા અડતી નથી તેમજ ભગવાન્‌ને કોઇ દોષ અડતો નથી એમ સમઝે પણ દેશકાળે કરીને કોઇક સમે વૈરાટ પુરૂષની તથા સંકર્ષણની મોટપ તથા ઐશ્વર્ય તેને જોઇને તથા શાસ્ત્રમાંથી સાંભળીને તેને કોઇ સમે એવો ઘાટ થાય જે ભગવાન આગળ એ પણ છે તથા તેના વિષયમાં કોઇક સમે રાગ જણાય પછે તે સંકલ્પને ટાળીને ખોટો કરી નાંખે તે વળી કોઇક સમે એવો ઘાટ થાય તે માટે કનિષ્ઠ એવો ભેદ પડયો. ૨ અને મધ્યમ નિર્વિકલ્પ નિશ્ચયવાળો ભગવાનને બ્રહ્મરૂપ સમજે ને ભગવાન તો કોઇને પ્રવૃત્તિને વિષે જોડતા નથી તથા વૈરાટ તથા મહાવિષ્ણુ આદિ કોટાન કોટી માયાને વિષે જોડાણા છે તેતો પોતાના રાગે કરીને જોડાણા છે પણ ભગવાન તો કોઇને માયાને વિષે તથા વિષયને વિષે જોડતા નથી એમ સમજે માટે અને કોઇને વિષે ભાર ન આવે પણ મહા પુરૂષની મોટપપને જોઇને તથા સાંભળીને તથા એનાં અશ્વર્યને જોઇને કોઇક સમે એવો સંકલ્પ થાય જે ભગવાનને આવિ વિભુતિયો પણ છે તથા તેના વિષયને વિષે રાગ જેવું જણાય તથા તે વિષયમાં સારપ્ય મનાય ને પછે વળી તે સંકલ્પને ખોટા કરીને એમ સમઝે જે

મહાપુરૂષ તથા બીજા જે જે માયાને વિષે જોડાયા છે તથા નિવૃત્તિ ધર્મને વિષે જોડાયા છે તે પોતાને મોટયપનો રાગ છે તે માટે જોડાયા છે. તે તો પોતાને રાગે કરીને જોડાય છે તેમ સમઝીને તે સંકલ્પને ખોટો કરી નાંખે તે માટે એને મધ્યમ નિર્વિકલ્પ નિશ્ચય એવો ભેદ પડયો ૩ અને ઉત્તમ નિર્વિકલ્પવાળો ભગવાનને એમ સમઝે જે મહારાજ તો કોઇને કાંઈ જોડતા નથી ને અક્ષરધામને વિષે પોતાના એકાંતિક જે ભક્ત તેને નિરંતર દર્શન આપે છે પણ પોતાને પાસે બીજું કાંઇ કરાવવું નથી ને જે મહાપુરૂષ જે જે પ્રવૃત્તિ તથા નિવૃત્તિને વિષે જોડાય છે તેતો પોતાને રાગે કરીને જોડાય છે તેને અક્ષરદ્વારે કરીને જોડે છે પણ પોતે તો કોઇને પ્રવૃત્તિને વિષે જોડતા નથી. તે ઉપર મહારાજે વાત કરી જે પ્રથમ સૃષ્ટિ કરવાનો સમય થયો ત્યારે ભગવાને અક્ષર સામું જોયું. ત્યારે જેને સદ્ આશય હતો એવો જે પુરૂષ તે આગળ આવીને ઉભો રહ્યો ત્યારે અક્ષરે વૃત્તિએ કરીને તેને માયાને વિષે જોડયો. ત્યારે માયા થકી અનંત કોટિ મહાવિષ્ણુ થયા. પછે એક મહાવિષ્ણુ થકી અનંતકોટિ બ્રહ્માંડ ઉત્પન્ન થતાં હવાં ત્યારે તેને કેટલાકે તો જાણ્યું જે એને રાગ હતો તે જોડાણો ને કેટલાંક તો એમ જાણ્યું જે એને તો રાગ પણ હતો ને મહારાજે આજ્ઞા કરી એટલે માયા સાથે જોડાણો માટે એ બે કેડેથી કહ્યા તેને એ કાશ્યપ ટાળી જોઇએ છીએ એમ જે સમઝે તેને ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચેવાળો કહીયે. ૪ અને વ્યાસ સૂત્રમાં એમ વાત છે જે બીજા અવતાર થાય છે ને જ્યાંથી આવે છે ત્યાં પાછા જાય છે પણ અક્ષર ધામને કોઈ પામતા નથી ને જ્યારે પુરૂષોત્તમ અક્ષરધામમાંથી આવે છે ત્યારે તે ભેળા અવતાર તથા મૂળ પુરૂષ તથા પ્રધાન પુરૂષ તથા વૈરાટ પુરૂષ તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર, વરૂણ, કુબેર, સૂર્ય, ચંદ્રમા ઈત્યાદિક જે અવતાર તથા ઐશ્વર્યાર્થી તે, પુરૂષોતમ, પધારે ત્યારે પૃથ્વી ઉપર દેહ ધરે છે અને પુરૂષોત્તમના ભક્ત થાય છે ત્યારે એ જેને ઉપદેશ કરે, જે સત્સંગી થાય, તથા ત્યાગી થાય, ત્યારે તો જો એને મહારાજની સાથે હેત થાય તથા ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને મહાત્મ્યે સહિત જો ભક્તિને કરે તો તે સર્વે અક્ષરધામને પામે ને બીજા અવતારાદિક અહીં આ સાધુ તથા સત્સંગી તથા બ્રહ્મચારી રૂપે પુરૂષોત્તમના આશ્રિત થયા હોય ને તેમાં જોડાણો હોય તો તે જે સાથે જોડાણો હોય તેને ત્યાં લઇ જાય છે ને પૂર્વે કહ્યા જે અવતારાદિક તે

તો જ્યાંથી આવ્યા હોય ત્યાં પાછા જાય. તે અહીં આવે છે ત્યારે કાંતો એક દેહને ત્યાં મેલીને બીજે દેહે કરીને અહીં આવે છે તથા બીજાને પોતાની ગાદી સોંપીને અહીં આવે છે પછે અહીં આવીને પુરૂ-ષોત્તમની ઉપાસના દૃઢ કરીને પોતાની ખોટને ટાળીને પછે પોતે જ્યાંથી આવ્યા હોય ત્યાં પાછા જાય છે ને પછે પોતાની આવરદામાં જેટલાં વર્ષ બાકી હોય તેને પુરાં કરીને પછે ત્યાંથી અક્ષરધામમાં જાય છે પણ તે આવરદાને ભોગવ્યા વિના પાધરા અહીંથી અક્ષરધામમાં ન જવાય તે માટે જે મુમુક્ષુ હોય તેને કોઇ મુકત તથા સાધુને વિષે મહારાજના જેવું હેત ન કરવું. ને જો તેવું હેત તેને વિષે કરે તો તેને પણ પોતાને વિષે જોડે. તે માટે વિચારીને હેત કરવું.

આ વાત અવશ્ય સમઝવાની છે. ૫ અને જેમ સમુદ્રને વિષે જીવ રહે છે તે જે તેનાથી મોટો હોય તે બળે કરીને અધિક મોટો હોય તેમ મુકત પણ જે જે થકી મોટા હોય તે તે થકી અધિક સામર્થ્યે તથા બળ તથા ઐશ્વર્ય તેણે જુકત હોય ને દિવાથી મહાતેજ પર્યંત જે ભેદ કહ્યા છે તે મુકતના ભેદ કહ્યા છે તેમાં જે વીજળી જેવા મુક્ત કહ્યા છે તેતો વિષય રૂપી મેઘમાં રહે પણ વિષય એને લોપી શકે નહીં પણ દેશકાળે કરીને ધન તથા સ્ત્રીને લોભ જેવું જણાય. તથા અહંમમત્વ જેવું જણાય પણ મુકે ત્યારે ન સાંભળે અને જે ચંદ્રમા જેવા મુક્ત છે તેતો જેમ ચંદ્રમા ઉગે ત્યારે રાજી રહે પણ જ્યારે વાદળાં આડાં આવે તેનો પ્રકાશ ઢંકાઇ જાય પણ સુઝે ખરૂં તેમ તે ચંદ્રમા જેવા છે તે ને તો ગમે તેવા વિષય પ્રાપ્ત થાય તોપણ તેમાં લેવાય નહીં. પણ દેશકાળે કરીને કોઇક સામે રાગ જેવું જણાય તે પછે તેની તુચ્છતા જણાઇ આવે અને જે સૂર્યના પ્રકાશ જેવા મુકત છે તે તો જેમ સૂર્ય ઉગે ત્યારે રાત ન રહે પણ વાદળાં આડાં આવે ત્યારે પ્રકાશ ઢંકાઇ જાય પણ રાત ન કહેવાય તેમ જે સૂર્યના જેવા મુક્ત છે તેને તો સુઝે તેવા વિષય પ્રાપ્ત થાય તથા ગમે તેટલો મોટયપ મળે તો પણ તેમાં રાગ ન થાય તથા બંધાય નહીં પણ કોઇક દેશકાળે કરીને સારપ્ય જેવું જણાય છે ને પછે વળી અસત્ય થઇ જાય.

ને જે પ્રલયકાળના અગ્નિ જેવા મુક્ત છે તે તો જેમ પ્રલયકાળે પંચભુત તથા દેહધારી માત્રનો નાશ કરી નાંખે છે ને એક પોતે અગ્નિ તથા વાયુ તથા આકાશ એ ત્રણ રહે છે પણ બીજું કાંઇ નથી રહેતું તેમ પ્રલયકાળના અગ્નિ જેવા મુક્ત છે તેને તો એક પોતાનો આત્મા તથા અક્ષર તથા પુરૂષોત્તમ એ ત્રણ વિના બીજું કાંઇ પંચવિષય તથા લોક ભોગ સુખ ને કાંઈ ટકી શકે નહીં. ને મહાતેજ જેવા મુક્ત છે તેને તો કાંઇ ટકે નહીં, કેમ જે પ્રલયકાળનો અગ્નિ છે તેને વિષે તો ગખ પણ રહે છે. ને મહાતેજને વિષે તો કાંઈ ટકી શકે નહીં. તેમ પ્રલયકાળના જેવા જે મુક્ત છે તેને તો કાંઇક વિષયના આભાસ જેવું જણાય છે પણ જે મહાતેજ જેવા મુક્ત છે તેને તો જે મહાતેજના પ્રકાશમાં જે જીવ, માયા, ઐશ્વર્યાર્થી તે સર્વે લીન થઇ જાય છે તેમ તેની દૃષ્ટિમાં માયાનું આવર્ણ કાંઇ ન રહે. ને પુરૂષોત્તમ ને અક્ષરના મુક્ત તે વિના બીજું કાંઇ તેનિ દૃષ્ટિમાં ન આવે. ને સૂર્ય જેવા તો બદ્રિકાશ્રમના મુક્ત છે ને પ્રલય કાળના અગ્નિ જેવા તો શ્વેતદ્વિપના મુક્ત છે. ને મહાતેજ જેવા તો અક્ષરના મુક્ત છે તે એજ ત્રણ પ્રકારના મુક્તના ભેદ કહ્યા. તે આપણા સત્સંગમાં છે. ને બીજા જે મુક્તના ભેદ કહ્યા તે પણ સત્સંગમાં છે એમ જાણવું. એ રીતે મુક્તિની તારતમ્યતા છે. આ વાતને વિચારે તો પોતે જેવો હોય તેવો માલુમ પડે.

૬ ઉપાસના ચોખ્ખી કરવી, તેમાં લોચો ન રાખવો. ને ઉપાસનામાં જે ભેદ પડે છે તે પક્ષપાતે કરીને પડે છે કેમ જે પોતાનો પક્ષ રાખવા સારૂ પોતાના જે સેવક હોય તેને કહે જે લક્ષ્મીનારાયણ છે તથા નરનારાયણ છે તેજ માહરાજ છે, એમ સમજાવે ને પોતે તો જેમ સમઝતા હોય તેમ સમજે. માટે આપણે કોઈ અવતારને વિષે મોટપ ન સમઝવી. ને મહારાજ સર્વે અવતારના અવતારી પોતે એકજ શ્રીજી મહારાજ અવતાર માત્રના સ્વામી છે ને બીજા અવતાર મહારાજના ભક્ત છે એમ સમઝવું. અને બીજાને સમઝાવવું તે કેમ જાણીયે ? તો એકવાર અમને મહારાજ ને રામચંદ્ર દેખાણા. ને રામચંદ્ર પણ મહારાજની સેવામાં દેખાણા. ને નરનારાયણ ને મહારાજ એ બે દેખાણાં ને નરનારાયણ પણ મહારાજની સેવામાં દેખાણા ને વ્યાપકાનંદ સ્વામીને પણ પોતાના સ્વરૂપને વિષે ચોવિસે અવતાર લીન કરીને દેખાડયા ને પર્વતભાઇ પણ ચોવીસ અવતાર મહારાજની સ્તુતિ કરતા નિરંતર દેખતા ને વળી એકને સમાધિ થઇ ત્યારે તેમણે એક કહ્યું જે બ્રહ્મ મહેલને દરવાજે ગયો ત્યારે માંહીથી મહારાજે કહ્યુ જે નરનારા-

વણુને કહીયે જે એને માંહી આવવા ઘો તથા વિજ્ઞાંનદાસજી, ગોપાળાનંદ સ્વામીનાં દર્શન કરવા સારૂ ગયા હતા ત્યારે કહ્યું જે મારે નરનારાયણનાં દરશન કરવા જાવું છે. ત્યારે સ્વામિએ કહ્યું જે સમાધિ કરીને મહારાજ પાસે જાઓ. ત્યારે સમાધિ કરીને ગયા. ત્યારે તો ત્યાં અક્ષર ધામને વિષે નરનારાયણ મહારાજનાં દર્શન કરવા આવ્યા હતા. તે પછી મહારાજે આજ્ઞા કરી જે તમે બદ્રીકાશ્રમમાં જાઓ. ત્યારે નરનારાયણ ત્યાંથી ચાલી નીકળ્યા. તે પોતાંને સ્થાનકે ગયા. એવા હજારૂવાર ચમત્કાર મહારાજે જણાવ્યા છે અને અત્યારે પણ જણાય છે તે આપણે મહારાજને બીજા અવતાર જેવા કેમ સમજીયે? માટે આપણે ચોખી ઉપાસના સમઝવી કે બીજા અવતાર તથા અક્ષરના મુક્ત તથા અક્ષરની પુર્વે જે જે અવતાર થઇ ગયા છે તથા આગળ થાશે એ સર્વેના અવતારી શ્રીજી મહારાજ છે. એ સર્વે અવતાર મહારાજના જ ભક્ત છે એમ સમજવું ને એ સર્વેને નિયમમાં રાખનારા એક પોતે જ છે પણ એ વિના બીજો કોઇ નથી એમ મોટા સંતનો સિદ્ધાંત છે ૭ ને કળવું, કહેવું અને રહેવું. તે કળવું તે શું તો ભગવાનને કળવા તે કેમ તો મહારાજનો ચમત્કાર જોવા ને શ્રી કૃષ્ણની સામર્થી જોવી ને રામચંદ્રની સામર્થી જોવી ને ને ઋષભદેવની સામર્થી જોવી ને કપીલ તથા દતાત્રયની સામર્થી જોવી ને પછી પૂર્વાપર વિચારીને જુવે ત્યારે બીજા અવતાર કરતાં શ્રી કૃષ્ણ ભગવાનની સમર્થીમાં બહુ ફેર છે. તે જ્યારે તપાસ કરીને જુવે ત્યારે ખબર પડે કેમકે શ્રી કૃષ્ણ ભગવાને પોતાને વિષે ચોવિસે અવતારને પ્રથક્ પ્રથક્ દેખાડયા તેને જોતાં એમ જણાય છે જે બીજા અવતારના અવતારી તે શ્રી કૃષ્ણ ભગવાન છે એમ જણાય છે. ને મહારાજ ને શ્રી કૃષ્ણની સામર્થી જોઇએ ત્યારે શ્રી કૃષ્ણના અવતારી શ્રીજી મહારાજ છે એમ પોતાની બુદ્ધિમાં તપાસ કરીને સર્વે અવતારના અવતારી શ્રીજી મહારાજ છે એમ જાણવું તેને **કળવું** કહીએ. એવા જે મોટા સાધુ તેની અનુવૃત્તિ રાખવી તથા તેમની સેવા કરવી ને ભગવાનની આજ્ઞામાં ફેર ન પાડવો ને માથા સાટે સત્સંગનો પક્ષ રાખવો એ આદિક એકાંતિક સાધુ કહે તેમ કરવું તેને **કરવું** કહીયે ૮ અને તેડવા મહારાજને સાધુ આવે ત્યારે કોની ભેગા જાવું? ને મહારાજ કહે જે તમારે આ સાધુ હારે હેત છે અમે આમ ફરીને આવીએ છીએ તે તમારી નજરમાં આવે તો અમ ભેગા આવો ને કાંતો આ સાધુ ભેગા જાઓ. ત્યારે કેના ભેગા જાવું? માટે મહારાજના જેવું કોઇ મુક્તને વિષે હેત ન રાખવું ને ધર્મ, જ્ઞાન વૈરાગ્યને માહાત્મ્યે સહિત ભગવાનને વિષેજ પ્રીતિ રાખવી

પણ બીજા કોઇ મુક્તને વિષે પ્રીતિ ન રાખવી. ને જેને ધર્મ, જ્ઞાન, વૈરાગ્યને ભક્તિ અતિ દઢ ન હોય તેને તો કોઇ મોટા એકાંતિક સધુ હોય તે સાથે હેત કરવું. સત્સંગીની સભા બેઠી હોય ત્યારે તો પર્વતભાઇ જેવા પાસે બેસવું ને સત્સંગી ને સાધુની સભા બેઠી હોય ત્યારે તો ગોપાળાનંદ સ્વામી તથા મુક્તાનંદ સ્વામી પાસે બેસવું ને મહારાજ સહિત સભા બેઠી હોય ત્યારે તો મહારાજ પાસે બેસવું તથા હેત પણ મહારાજ સાથે રાખવું પણ બીજા કોઇને વિષે હેત તથા સંગ તે મહારાજના જેવું ન રાખવું. તે શાંતાનંદ સ્વામીએ પુછ્યું જે એક પડખે મુક્તાનંદ સ્વામી હોય ને એક પડખે ગોપાળાનંદ સ્વામી હોય ત્યારે કેની પાસે બેસવું? ત્યારે કહ્યું જે એ બેમાંથી જે સરસ જણાય તે પાસે બેસવું. ત્યારે સ્વામીએ કહ્યું જે આપણે પણ એમ વિવેક રાખવો. ૯ અને જેને આત્મા ને પરમાત્મા અખંડ દેખાય તોપણ તેને શબ્દાદિક વિષયમાં ન લોભાવું. ૧૦ અને જે પુરૂષની ઇંદ્રિયો શબ્દાદિક પંચ વિષયમાં આસક્ત હોય તે પુરૂષ ભગવાનના સુખને કયારેય ન પામે ૧ અને રસના આદિક સર્વે ઇંદ્રિયોને નિયમમાં રાખે અને રસે સહિત તથા માપે જુક્ત કહેતાં તે બે ભાગ અન્ને કરીને પુરે ને એક ભાગ જલે કરીને પુરે ને એક ભાગ ખાલી રાખે. એવી રીતે સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખે એવો જે પુરૂષ હોય તે કામે કરીને કયારેય ન પડે. ૧૨ અને જે પુરૂષમાં બે વાનાં હોય—તે બે વાનાં કિયાં તો એક તો જાણીને વીર્યપાત કરે તથા ધન રાખે એવો જે પુરૂષ હોય તે સત્સંગમાંથી જરૂર પડી જાય. ૧૩ **અને ત્યાગી થઇને ધન રાખે તે પુરૂષને દિવસ દિવસ પ્રત્યે હજારૂં ગાયું માર્યાનું પાપ થાય એમ જે સનાતન શ્રુતિ તેમાં કહ્યું છે. ૧૪** અને સ્વભાવ ટાળવો તે સર્વેથી કઠણ છે તે તો અતિ કલ્યાણનો ખપ હોય તથા દઢ શ્રદ્ધાવાળો હોય તથા અતિ શૂરવીર હોય તથા કોઇ કહેનારો હોય તથા પોતે નિરંતર ખટકો રાખે તથા નિરંતર જાણપણામાં રહે. આ કહ્યા જે ઉપાય તે કરતાં કરતાં સાત કે આઠ વર્ષે કરીને અતિશે ખપવાળો હોય તો ટાળે; નહી તો ઘણુ જન્મે કરીને ટળે. તે માટે જેને પોતાનો સ્વભાવ ટાળવો હોય તેને પ્રથમતો મોટા સાધુ સંગાથે અતિશે હેત કરવું. તે તે સાધુ નિરંતર કઠણ વચન કહેતા રહે તથા પોતે પણ તે સ્વભાવ ઉપર ખટકો રાખે તથા નિરંતર જાણપણામાં રહે તો ધીરે ધીરે સ્વભાવ ટળે; નહીં તો ન ટળે. તે ઉપર બિલાડીનું[1] દૃષ્ટાંત દીધું ૧૫ અને જે માંની

૧ બિલાડીનું દૃષ્ટાંત જાણું તું છે. એક વ્યાસ કથા કરતા ત્યાં એક

હોય તેને કોઇક વખાણે ત્યારે તેમાં ફુલાઇ જાય ને પોતાના બરોબરીઆનું સન્માન કરે અને પોતાનું ન કરે ત્યારે જે માની હોય તે લજામણીના ઝાડની પેઠે કરમાઇ જાય ને મુવા જેવો થઇ જાય. માટે તપ, વૃત્ત, ત્યાગ, જ્ઞાન, કથા વાર્ત્તા, ધ્યાન, ભક્તિ ઇત્યાદિક જે જે સાધન કરે છે તેમાં માન વધે તે વાસ્તે કરે છે પણ ભગવાનની પ્રસન્નતાને અર્થે ન કરે તે માન ટળવું અતિ કઠણ છે ને માન ને કામ એ બે દોષ તો જીવમાં રહ્યા છે. તે ટળવા મહા કઠણ છે. એ બે દોષ તો ત્યારે ટળે જે જ્યારે ઇંદ્રિયું, અંતઃકરણ, દેવતા, પંચભૂત, પંચવિષય એ સર્વેનો વારંવાર નિષેધ કરે ને નિરંતર આત્મસત્તારૂપ વર્તે ત્યારે ટળે એ વિના બીજા કોટી ઉપાયથી ટળે નહીં. ૧૬. અને વિષયમાંના રાગ તો ત્યારે ટળે કે જ્યારે ઇંદ્રિયો, અંતઃકરણ એ સર્વેનો નિષેધ કરીને આત્મસત્તારૂપ થઇને જીવમાં ભગવાનની મૂર્તિને ધારે તો ધીરે ધીરે એ રાગ ટળી જાય પણ તે વિના રાગ ન ટળે. તે ઉપર વિજ્ઞાનદાસજીની વાત કરી જે તમે બહાર ભગવાનનું ધ્યાન કરતા ત્યારે વિષયમાં રાગ હતો ને જ્યારે જીવમાં ભગવાનનું ધ્યાન કરવા માંડયું ત્યારે રાગ માત્ર ટળી ગયા. ૧૭ અને જગત્ ને શું તો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ જે પંચ વિષય તે જગત્ છે. તેમાં પણ માન, સ્ત્રી ને ધન એ ત્રણ તો વિશેષ જગત્ છે. તે માટે ત્યાગીને તો બાળકની પેઠે કોઇ માન કરે તથા અપમાન કરે તથા પૂજા કરે તથા ધુળ નાંખે એ બેયને વિષે સમભાવ રહે તો જગતમાં ન લેવાય. ને જો હર્ષ શોકને પામે તો જગતમાં લેવાણો. ત્યાગીને ધન અને સ્ત્રી એ બે તો ન હોય પણ કોઇક તો ભગવાનના મંદિરને વિષે ધુળ નાંખીને ખાડા પુરે તથા પાણા ફેરવે તથા મંદિરમાં ગાર કરે તથા સંતની સેવા કરે ને કોઇક તો રજોગુણી મનુષ્યને સત્સંગ કરાવીને ને તેને ઉપદેશ કરીને બે ત્રણ ચાર હજાર રૂપિયા લાવ્યો હોય ત્યારે એ બેની ઉપર સમભાવ રહે તો એમ જાણવું જે જગતને વિષે ન લેવાણો. ને જો ભગવાનના મંદિરની સેવા કરે તેથી જો ધન લાવે અને તેમાં બહુ રાજી થાય તો જાણવું જે જગતમાં લેવાણો. તે માટે ત્યાગીને તો કોઇ ભગવાનના મંદીરને વિષે ગાર્ય કરે તથા જગ્યામાં ખાડા પુરે તથા પાણાં ફેરવે તથા કોઇ રૂપિયા લાવે તે બેને વિષે સમભાવ રાખવો તે

---

બિલાડી હમેશાં આવતી. તેના માથા ઉપર દીવો રાખીને વ્યાસ કથા કરતા. એક વખત રાજાના વજીરે આવીને ઉંદર ફેંકતાં, બિલાડીએ પોતાના સ્વભાવ પ્રમાણે દીવો નાંખીને ઉંદર ઝાલ્યો !

ન લાવે તે ઉપર તથા સેવા કરે તે ઉપર સમભાવ રાખવો. ૧૮ માવે ભક્તે પુછયું જે ત્યાગીને સ્ત્રી ને ધન નથી જણાતાં પણ દેહને સ્વભાવ તો જણાય છે ત્યારે સ્વામીએ કહ્યું જે દેહમાં ધન રહ્યું છે ને સ્વભાવમાં સ્ત્રી રહી છે. તે કેમ રહી છે તો ઉપર તો ત્યાગ કરીને બેઠો છે પણ જે દેશકાલે કરીને સ્ત્રીનો જોગ થાય ત્યારે તેને ભગવાનની આસક્તિ થાય તથા ભોગવે. તે માટે સ્ત્રી તે સ્વભાવમાં રહી છે. અને દેહમાં ધન એમ રહ્યું છે જે દેહમાં મંદવાડ થાય તથા કોઇક જાત્યનો સ્વભાવ આવી પડે તથા વસ્ત્રાદિક પદાર્થ જોઇએ ત્યારે ધનમાં આસક્તિ થાય તે માટે ધન તે દેહમાં છે. ને સ્વભાવમાં સ્ત્રી એમ રહી છે જે ચ્યવન રૂષિ એવા સમર્થ હતા જે બીજાના દેહની નાડીયુંને બંધ કરે. તોપણ સ્ત્રી પરણ્યા. સૌભરી ઋષિએ સાઠ હજાર વર્ષ તપ કર્યું હતું તોપણ તે સ્ત્રી પરણ્યા. માટે સ્ત્રી તો સ્વભાવમાં છે. આપણે અહીં સ્ત્રીનો સંકલ્પ થાય ત્યારે તો ઉપવાસ કરે ત્યારે દોષ ટળે ને દેહે કરીને સ્ત્રીનો સંગ થાય ત્યારે સત્સંગમાં ન રખાય. પણ સંકલ્પે કરીને સત્સંગમાંથી ન કઢાય. ને બદ્રિકાશ્રમમાં સંકલ્પ થાય તો ત્યાંથી પાછો દેવલોકમાં સ્ત્રીને ભોગવી દેવલોકનો ત્યાગ કરીને સ્ત્રીનો પોતાના જીવમાંથી રાગ ટાળીને ત્યાં જાય ત્યારે રાખે ને શ્વેતદ્વિપમાં સ્ત્રીનો અવ્યક્ત રાગ લગારેક થાય ત્યારે ત્યાંથી બદ્રિકાશ્રમમાં કાઢી મુકે. માટે બદ્રિકાશ્રમવાળાને શ્વેતદ્વિપ જેવા થાવું છે ને શ્વેતદ્વિપવાળાને અક્ષરના મુક્ત જેવું થાવું છે. ને શ્વેતદ્વિપમાં ભગવાન પાંચ વખત પોતાનું દર્શન દે છે ને ત્યાંથી અક્ષરધામમાં જાવું હોય તો જાય. ને ત્યાં દર્શન કરીને પાછો શ્વેતદ્વિપમા આવે. પણ ત્યાં રહેવાય નહીં. ને શ્વેતદ્વિપ વાળાને કાંઈ વિરાટની મોટપ જોઇ તેમાં મોહ ન થાય ને મહાપુરૂષની મોટપ જોઇને તથા તેના વિષય જોઇને તથા પોતાને તે વિષય પ્રાપ્ત થાય ત્યારે દેશકાળે કરીને કોઇક સમે રાગ જેવું જણાય ને પછે તે સંકલ્પને ખોટો કરી નાખે ને અક્ષરના મુક્તને સુઝે તેટલી સ્ત્રીનો જોગ થાય તથા કોઇક મહાપુરૂષના જેટલો અધિકાર આવે તથા દેશકાળ વિષમ થાય તોપણ મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તે પણ તે વિષય એને બાધ ન કરે ને તે આજ્ઞાએ કરીને રહેવા દીએ પણ તેમાં બંધાય નહીં. તે માટે જે અક્ષર ભાવને પામ્યો હોય તેને સુઝે તેટલો વિષયનો જોગ થાય તથા માન થાય તથા સુઝે તેટલી પ્રવૃત્તિમાં જોડાણો હોય તોપણ તેમાં બંધાય નહીં તથા તેમાં હરખ શોકને ન પામે. માટે જે શુદ્ધ અક્ષરભાવને પામ્યો હોય તે પુરૂષોત્તમની સેવાનો અધિકારી થયો. અને ભગવાન જેમ કાળ, કર્મને માયાના આવરણે રહિત છે તેવો

તેને પણ કહે છે અને અખંડ પોતાની સેવામાં રાખે છે ને માટે એવા સાધુ થાવું તે સૌથી અતિકઠણ છે. ને જે એવા સાધુ થયો તેને ને ભગવાનને અંતરાય રહેતો નથી તે જ્યારે સાધુની સભા થઈ ત્યારે સનકાદિકનું પ્રમાણ ન થયું કેમ જે તેમને ક્રોધ થયો. ત્યાં તો નરનારાયણનું પ્રમાણ થયું કેમ જે તેને ક્રોધ ઉપજ્યો નહીં. તો કામ તો ક્યાંથી ઉપજે ? તે ઉપર ઇન્દ્રનું આખ્યાન કહી દેખાડ્યું. તે માટે એવા સાધુ થાવું. ને જ્યારે સ્વભાવ માત્રને ટાળને શુદ્ધ અક્ષરભાવને પામે ત્યારે ભગવાનની સેવામાં રહેવાય ને જો અહીં ભગવાનેક વચન લોપ્યુ હોય તો બહુ અપમાન થાય તે ઉપર શાહુકારની શાહુકારીનું દૃષ્ટાંત દીધું. ૧૯ જ્ઞાનની પક્વતા ન હોય તો પોતાને બંધન થાય તથા પોતાના આશ્રિતને બંધન થાય. તેની આગળથી ખબર ન પડે ને જ્ઞાનની પક્વતા કાળે કરીને ધીરે ધીરે થાય છે. ૨૦ અને દિન થાય તો પણ દેહભાવ તો રહે છે ને અતિશે આકરાઈ કરે તો પણ દેહભાવ તો રહે છે. માટે એ એને સુખાને કેવળ સત્તારૂપે રહે છે તો તેમાં કોઈ રીતે ખોટ ન રહે. ૨૧ અને મહારાજ આજ્ઞા કરે જે તમારે નજરમાં આવે ત્યાં અવતાર ધરીને જીવનાં કલ્યાણ કરી આવો ત્યારે એવે ઠેકાણે દેહ ધરવો તે ગરીબ બ્રાહ્મણ હોય ને માગીને પેટ ભરતો હોય ને કન્યા પણ મળતી ન હોય ને વેદનો ભણેલો અને ધર્મવાળો એવો ગરીબ બ્રાહ્મણ હોય તેને ઘેર દેહ ધરવો; જે તુરત ત્યાગ કરીને ત્યાગી થવાય. જો ભારે ધનાઢ્ય ગૃહસ્થને ઘેર જન્મ ધરે તો નાનો હોય ત્યાંથીજ એવા માર્ગમાં ચડાવે, જે માન ને મોટપ, ને સ્ત્રી ને ધન ને લોકની આબરૂ તથા પોતાના સંબંધીમાં જે સ્નેહ તેમાં ચઢાવી દીએ ને તેને સુખાને નીકળાય નહીં. માટે દેહ ધરવો પડે તો એમ સમજી વિચારી તપાસ કરીને દેહ ધરવો. ૨૨ અને ગુણાતીતાનંદ સ્વામીએ પુછ્યું જે દેશકાળાદિકે કરીને એક નિરાધાર રહે એમ જણાતું નથી માટે કેમ કરે તો મતિ ન ફરે ? ત્યારે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું જે એતો એક ભગવાનને વિષે મોટપ સમજે પણ કોઈનો ભાર ન આવે ને સત્સંગનો વધારો થાય તથા ઘટી જાય તોપણ એતો એમ સમજે કે ભગવાન મળ્યા છે એ તો કંઈ જતા રહે એમ નથી. ને જો સત્સંગનો વધારો થાશે ને લોક બહુ માનશે તો સામો આપણને રજોગુણી કરશે માટે એમ ચોખ્ખું સમજે જે ભગવાન કરતા હશે તે ઠીક કરતા હશે. એમ સમજે તો કોઈ રીતે મતિ ન ફરે. ૨૩. ઇંદ્રિ-

યોએ કરીને જે જે ક્રિયા કરે તે કર્મયોગ કહેવાય ને ભગવાન સંબંધી જે જે ક્રિયા કરે તે ભકિતયોગ કહેવાય અને આત્મામાં ને પરમાત્મામાં મન અખંડ રહે ત્યારે સાંખ્ય યોગ કહેવાય; ૨૪ અને માવે ભકને પુછ્યું જે કરીયાં તે કેમ જણાય ? ત્યારે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું જે આત્મામાં પરમાત્માને અખંડ જોઈ રહે ત્યારે કાંઇ કરવું ન રહ્યું એમ જાણવું. ૨૫ ને પુછ્યું જે ગુણની પ્રવૃતિ રજોગુણ, તમોગુણને સત્વગુણે કરીને છે. જ્યારે સત્વગુણ વર્તે ત્યારે શમ દમાદિક ધર્મ સંગ વરતે; ને રજોગુણ વરતે ત્યારે અનેક પ્રકારના સંકલ્પ થાય ને તમોગુણ વરતે ત્યારે તેમાં ચાર દોષ વરતે તે ક્રિયા તો એક પ્રમાદ, બીજો મોહ, ત્રીજો આળસ ને ચોથો નિંદ્રા. હવે તેને જીતવાના ઉપાય કહીએ છીએ જે પ્રમાદ તો જે શુદ્ધ જ્ઞાન થાય તો ટળે; ને મોહ તો ત્યારે ટળે જે જ્યારે શુદ્ધ જ્ઞાન થાય ને જાણપણું નિરંતર રહે તો ટળે ને આળસ તો ભગવાનનું માહાત્મ્ય જાણીને નવ પ્રકારની ભકિત કરે ત્યારે ટળે અને ઉભા થાવું કીર્તન ગાવુ, કથા વાંચવી તથા સાંભળવી એ આદિ કરે ત્યારે નિંદ્રા જીતાય. એ ચારે ઉપાય સિધ્ધ કરે ત્યારે તમોગુણ જીતાય. ને મલીન સત્વે કરીને રજો ગુણને જીતે ને શુધ્ધ સત્વને ભગવાનની મૂર્તિનું ધ્યાન ને ઉપશમ તે વડે કરીને જીતે ત્યારે સિધ્ધ થયો કહેવાય. ૨૬ સંતે પુછ્યું જે ભગવાનનો અખંડ સંબંધ થયો કેમ જાણવો ? ત્યારે કહ્યું જે ભગવાનનો સંબધ તો તેને કહીયે જે તેમાં અંતરાય ન રહે ને ભગવાનને સર્વોપરી સમજે ને ભગવાન જે જે વચન કહે તે સત્ય માને ને જ્યાં મુકે ત્યાં રાજી થકા જાય. પણ મુંઝાય નહીં તથા તે કોઇ વિષયને વિષે દોષને દેખે. એમ વરતે ત્યારે જાણીયે જે ભગવાનનો સંબંધ અખંડ થયો. ૨૭ અને એક તો ત્યાગીને ત્યાગીનો ધર્મ દ્દઢ પાળવો અને ગૃહસ્થને ગૃહસ્થનો ધર્મ પાળવો અને સ્વેત તેજને વિષે ભગવાન સદાય મૂર્તિમાન છે એમ જાણીને તે ભગવાનની ભક્તિ કરતો હોય ને પોતાને ને અક્ષરને એક કરીને ધારે ને ભગવાન વિના બીજા પદાર્થમાં એક અણુ માત્ર પ્રીતિ ન હોય તોપણ ભગવાનનું મહાત્મ્ય જાણવાને અર્થે એકાંતિક સાધુનો મન, કર્મ વચને કરીને નિરંતર સંગ રાખવો ૨૮ અને દેહછે તે સ્ત્રી છે ને સંકલ્પ થાય છે તે દિકરા થાય છે તે દેહને જ્યારે સાંખ્ય વિચાર કરે ને તેથી સત્તારૂપે વર્તે ત્યારે સ્ત્રીનો ત્યાગ કહેવાય ને સંકલ્પને ખોટા કરીને અખંડ ભગવાનની મૂર્તિને સંભારે ત્યારે દીકરાનો ત્યાગ કર્યો કહેવાય; નહીં તો સ્ત્રીને દિકરારૂપે દેહ ને સંકલ્પ છે એમ જાણવું. તે માટે

હાર્નિમાની સંકલ્પનો ત્યાગ કરી કેવળ સત્તા રૂપે નિરંતર વર્તે ત્યારે સ્ત્રીનો ને દિકરાનો ત્યાગ કર્યો કહેવાય. ૨૯ અને ભગવાનનું ધ્યાન કરે તે પણ દેખાડયાને અર્થે કરે તથા ભક્તિ કરે તે પણ દેખાડયાને અર્થે કરે તથા જ્ઞાન કરે તે પણ દેખાડયાને અર્થે કરે તથા વૈરાગ્ય રાખે તે પણ દેખાડયાને અર્થે રાખે તથા ધર્મ પાળે તે પણ દેખાડયાને અર્થે પાળે તથા સેવા કરે તે પણ દેખાડયાને અર્થે કરે તથા કથા વાર્તા તથા જે જે ક્રિયા કરે તે તે લોક જાણે તથા પોતાની મોટપ વધે તેને અર્થે કરે તેને કનિષ્ઠ પુરૂષ જાણવો. જે દેખાડયાને અર્થે તથા ભગવાનની પ્રસન્નતાને અર્થે પણ કરે તેને મધ્યમ પુરૂષ જાણવો. જે પુરૂષ ધર્મ પાળે, તથા ત્યાગ કરે તથા જ્ઞાન કરે તથા વૈરાગ્ય રાખે તથા ભક્તિ કરે તથા ભગવાનમાં હેત કરે તથા ધ્યાન કરે તથા કથા વાર્તાકિર્તન જેજે કરે તે કેવળ ભગવાનની પ્રસન્નતાને અર્થે કરે ને ભગવાનને અર્પણ કરે તે પણ લોક વખાણે તે સારૂં ન કરે ને લોક વખાણે તથા માન આપે તથા અપમાન કરે તથા તિરસ્કાર કરે તોપણ હર્ષ શોકને ન પામે ને માને કરીને રાજી ન થાય અને તિરસ્કારથી શોક ન કરે અને જે જે કરે તે ભગવાનને અર્પણ કરે તેને ઉત્તમ પુરૂષ જાણવો. માટે જે કરવું તે ભગવાનને રાજી કરવાને અર્થે કરવું પણ કોઇનાં વખાણ સારૂં ન કરવું. ૩૦. અને જોગી એવા કામી પુરૂષને જ્ઞાન ભયાનક છે. એટલે કે દાવાનળ અગ્નિની પેઠે બાળે છે. તે કામ તે શું જે શબ્દ, સ્પર્શ, રૂપ રસ ને ગંધ જે પંચ વિષય તેની જે ઇચ્છા વર્તે તે કામના છે. કામ અતિ દુર્જય છે. તે જો દેહને બળહીન કરે તો ઇંદ્રિયોમાં રાગ રહે ને દેહ ઇંદ્રિયો એ બેને બળહીન કરે તો મનમાં રાગ રહે છે. ને મનના સંકલ્પ બંધ કરે તો બુદ્ધિમાં કામ રહે છે. માટે કામ તો બુદ્ધિ થકી પર એવો જે જીવ તે અનાદિ અજ્ઞાન રૂપ જે કારણ શરીર તેણે જુકત છે તેથી જીતાવો કઠણ છે. ૩૧. અને પ્રકૃતિએ જુકત એવો જે પુરૂષ તે જેને કર્મયોગને કરે ને ને કર્મયોગ તે શું તો ભગવાનની શ્રવણ કિર્તનાદિક જે જે ભગવાનને અર્થે ક્રિયા કરવી તે ક્રિયા કરતે જે સુખ દુખ આવે તેનું સહન કરવું તે રૂપ જે જ્ઞાન યોગ તે ક્રિયા યોગ ને વિષે ભળ્યો એવો જે કર્મયોગ તેને પ્રકૃતિયે યુક્ત એવો જે પુરૂષ તે જેતે કર્મયોગ તો જ્ઞાનયોગનો અધિકારી હોય તેને પણ કરવો. તો કર્મયોગના અધિકારીને તો જરૂર કરવો. ને જે

આત્મા ને પરમાત્માને સાક્ષાત્કાર દેખતો હોય તે ન કરે તો બાધ નહીં પણ તેને કર્મયોગ કરવા કેમજે તેને કર્મને કરતો દેખીને બીજા પણ ભક્તિયોગમાં પ્રવર્તે ૩૧ અને જેને નવ વાનાં હોય તેને કલ્યાણના માર્ગમાં કોઇ રીતે વીઘ્ન ન આવે તે નવ વાનાંનાં નામ લખીએ છીએ. એકતો ભગવાનની દ્દઢ ઉપાસના કરવી. તે કોઇ રીતે ફરે નહીં. ૧ બીજું ભગવાનના જે નિયમ છે તેમાં દ્દઢપણે રહેવુ પણ નિયમનો ભંગ ન કરવો. ૨ ત્રીજું શુભ દેશ સેવવો પણ અશુભ દેશ સેવવો નહીં. ૩ ચોથો શુભ કાલ સેવવો પણ ભુંડો કાલ ન સેવવો. ૪ પાંચમો સત્પુરૂષનો સમાગમ મન, કર્મ અને વચનેથી કરવો તેમાં જો કોઇ સ્વભાવ આડો આવે તો તેનો ત્યાગ કરવો. ૫ અને છઠો ઉત્તમ શ્રદ્ધા રાખવી પણ પ્રમાદ ન રાખવો. ૬ સાતમો સાધુ તથા બ્રહ્મચારી તથા પાલા તથા સત્સંગી કોઇ ભગવાનના ભક્તનો અવગુણ ન લેવો. ૭ આઠમું દેહાભિમાન ત્યાગવું. ૮ નવમું કોઇ મંડળીના તથા મંદીરના થઇ રહેવુ. ૯ આ નવ વાનાંમાં જો એકેય ન હોય તો તેના સત્સંગમા જરૂર વિઘ્ન પડે તે માટે જેને પોતાનો સત્સંગ નિર્વિઘ્ને રાખવો હોય તેને આ નવ વાનાં અતિદ્દઢ કરીને રાખવાં. ૩૨ અને જીવમાં પંચ વિષયરૂપ રાગ રહ્યો છે તે કયારે ટળે તો જયારે આત્મસત્તારૂપ થઇને તે વારંવાર પ્રતિલોમ દૃષ્ટિ કરે તથા ભગવાનની મૂર્તિને વારંવાર ધારે. તે કેમ ધારે ? તો જાણે ભગવાન આગળ ચાલ્યા આવે છે તે ભગવાનની મૂર્તિને જીવમાં ધારે પછે એમને એમ ધારતે ધારતે જ્યારે દેહના ભાવ ખોટા થઇને કેવળ જીવમાં ભગવાનની મૂર્તિ રહે ત્યારે વળી તે મૂર્તિને બહાર લાવે પછી જાણીએ ભગવાન ભારે ભારે શણગાર પહેરીને આગળ સામા ચાલ્યા આવે છે. પછે તે ભગવાન નેત્રે કરીને દર્શન કરતે કરતે મૂર્તિને પ્રતિલોમપણે કરીને જીવમાં ઉતારતા જાવુ તે દેહના તથા ઇંદ્રિયુંના ભાવને ખોટા કરતા જાવું. પછી જ્યારે કેવળ જીવમાં ભગવાનની મૂર્તિજ રહે પણ બીજો કોઇ આકાર ન રહે ત્યારે વળી તે ભગવાનની મૂર્તિને બહાર લાવે. પછી જાણીયે ભગવાન ગાતા વાતાં ચાલ્યા આવે છે. પછી શ્રવણ ઇન્દ્રિની વૃત્તિ દ્વારા મૂર્તિને જીવમાં ઉતારતા જાવું ને દેહ, ઇન્દ્રિયુંના ભાવને ખોટા કરતાં કરતાં જ્યારે જીવમાં ભગવાનની મૂર્તિ રહે ત્યારે વળી તે મૂર્તિને બહાર લાવે. પછી જાણીએ મોરે અત્તર ચંદનાદિકની સુગંધિએ જુકત થકા ચાલ્યા આવે છે. પછી નાસિકા

ઇન્દ્રિદ્વારાએ ભગવાનનો સુગંધ લેતા જાવું ને દેહ ઇંદ્રિયુંના ભાવને ખોટા કરતા જાવું, પછી જ્યારે માયાના ભાવ માત્ર ટળી જાય ને સત્તા માત્ર જે જીવાત્મામાં ભગવાનની મૂર્તિ રહે ત્યારે ઇંદ્રિયુંને ખોટા કરતાં કરતાં કેવળ સત્તામાત્ર જે જીવાત્મા તેમાં ભગવાનની મૂર્તિ રહે પણ બીજો કોઇ પંચવિષય સંબંધી ઘાટ ન થાય ત્યારે તે જે કેવળ જીવાત્મા તેમાં ભગવાનની મૂર્તિના સામું જોઇ રહેવું. પછી એમ મનવું જે મારો જીવાત્મા છે તે જ અક્ષર બ્રહ્મ છે. કેમજે અક્ષરમાં પણ પુરૂષોત્તમ ભગવાન રહ્યા છે તેના તેજ મારા જીવાત્મામાં રહ્યા છે એમ ને એમ પંચઇન્દ્રિયું તથા ચાર અંતઃકરણ સંબંધી જે ભાવ તેને ખોટા કરતાં જાવું એમ વારંવાર લોમ પ્રતિલોમપણે કરીને જીવમાં ભગવાનની મૂર્તિને ધારે ત્યારે જીવમાં રાગ રહ્યા છે તે ટળે. પણ ને વિના બીજા કોટી ઉપાય કરે તોપણ જે જીવમાં રાગ છે તે ન ટળે ને સમાધિનિષ્ઠ હોય તથા જ્ઞાની હોય તથા વિચારવાન હોય તોપણ જીવમાંથી રાગ ન ટળે, જીવમાંથી જ્યારે પૂર્વે કહ્યું તેવી રીતે વારંવાર લોમપ્રતિલોમપણે કરીને જીવમાં ભગવાનની મૂર્તિને જોઇ રહે તો જીવમાં પંચ વિષયની વાસના છે તે ટળે. ને જો આ ધ્યાનનો ઉપાય કીધો એમ કરે તો જીવમાંથી રાગ ટળે. માટે લિંગ દેહ ટાળ્યાનો એજ ઉપાય છે ૩૩ અને આત્મનિષ્ઠાની તો એવી રીત છે કે આપણામાં જે ખરેખરો ત્યાગી છે તે આત્મનિષ્ઠાએ કરીને દેહ સંબંધી પદાર્થ તથા દેહના સંબંધી એ સર્વેને નાશવત જાણીને એનો અતિશે નિષેધ કરે તથા પોતાને વસમાં લાગે એવાં વચન કહે તથા પોતાના સંબંધીનું કોઇક ખોદે તોપણ તેનો અવગુણ ન આવે. શા માટે જે એ તો આગળથીજ એવો નિરધાર કરી રાખ્યો છે જે આ દેહને દેહના સંબંધી તો જેવાં પૂર્વ જન્મનાં છે તેવાજ આ પણ છે માટે તેણે કરીને મનમાં હરખ શોક ન કરે તથા મનમાં પણ વસમું ન લાગે પણ દેહે કરીને ગૃહસ્થની પેઠે ટાઢ, તડકો તથા ગરમ તે ખવાય નહીં. શામાટે જે એનો દેહાભ્યાસ કરીને તેનો અભ્યાસ કર્યો નથી ને ગૃહસ્થે તો દેહાભ્યાસ કરીને તેનો અભ્યાસ કરી રાખ્યો છે માટે દેહના કષ્ટને ખમે છે પણ જો કોઇક દેહ ને દેહના સંબંધી તેનું જો કોઇ ખોદે તો મુવાથી પણ વધુ વસમું લાગે. ૩૪ વળી એકાંતીક ધર્મને વિષે વર્તાવવું તેતો પડે ભગવાન હોય તો વર્તાવે તથા તે ભગવાનના એકાંતિક જે સાધુ–ધર્મ જ્ઞાન વૈરાગ્ય તથા માહાત્મ્યે સહીત ભગવાનની ભક્તિએ જુક્ત હોય તથા ભગવાનની મરજીને જાણીને તે ભગવાનની મરજી પ્રમાણે વર્તતા હોય તથા પોતાના

ઐશ્વર્યે કરીને સર્વને દાબે સમર્થ હોય તે પણ એકાંતિક ધર્મને વિષે વ-
ર્તાવે પણ તે વિના તો મનમાં એમ જાણેજે હું પણ બીજાને એકાંતિક
ધર્મને વિષે પ્રવર્તાવીશ એમ જાણીને જો વર્તાવવા જાય તો પોતે પણ
જે જે ક્રિયા કરે તે તે ક્રિયાને વિષે મમતે કરીને બંધાય. તે માટે જ્યારે
ભગવાનનું તથા એકાંતિક સાધુનું પરોક્ષપણું હોય ત્યારે તો એમ રહેવું
જે પોત પોતાના અંગમાં મળતા આવે એવા દશ હોય તો દશના ભેગા
થાવું ને પંચ તથા ચાર એકા હોય તો એનાં એક સરખાં અંગ હોય
એવાં જ્યાં હોય ત્યાંથી ભેગા થાવું ને આચાર્યજી મહારાજ તથા ભગવા-
નની સેવા કરવી ને મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તવું ને પોત
પોતાને ગમતું કહેવું જે મારે આજ્ઞામાં ફેર પડે તો તમારે ટોકવું
ને તમારે ફેર પડે તો મારે ટોકવું એમ બેને એક એકની ખોટ
કહેવી ને તે પછી તે દોષ પોતાની બુદ્ધિએ કરીને તેને તપા-
સીને દોષનો ત્યાગ કરવો ને એવી રીતે વર્તે તો વિષમ દેશકાળાદિકમાં એ-
કાંતિકના ધર્મમાં વર્તાય પણ તે વિના બીજા વિષમ દેશકાળમાં રહેવાનો
ઉપાય નથી. ૩૫ અને સાત પ્રકારના મુક્તનાં લક્ષણ કહીએ છીએ જે
આલોકના મુક્ત હોય તેને એમ ઓળખવા જે તેને આ લોકમાં વિખ્યાતિ
કરવી તથા આ લોકમાં માન વધે એવી ક્રિયા કરે તથા જે જે તપ તથા
ધર્મ પાળવો તથા જ્ઞાન શિખવું તથા વૈરાગ્ય શિખવો તથા સત્સંગ કરા-
વવો તથા વાર્તા કરાવવી તથા જે જે ક્રિયા કરે તે આ લોકમાં વિખ્યાતિ
થાય તથા આ લોકમાં કીર્તિ થાય ઇત્યાદિક જે જે ક્રિયા કરે તે પોતાના
મોટપ વધારવાને અર્થે કરે પણ ભગવાનની પ્રસન્નતાને અર્થે તથા હું
આવી રીતે ધર્માદિક દૃઢપણે પાલીશ તો ભગવાનનો મારી ઉપર રાજીપો
થાશે ઇત્યાદિક ભગવન પ્રસન્નતા વિના બીજાં જે સાધન કરે તે કેવળ
આલોકની વિખ્યાતિને અર્થે કરે. આવી રીતનાં લક્ષણ જેને વિષે જણાય ને
પ્રકટ ભગવાનનાં ઉપાસક હોય તોપણ તેને એમ જાણવો જે આ લોકનો
મુક્ત છે. અને જે દેવલોકનો મુક્ત હોય તેને એવી ક્રિયા ગમે જે સારાં રમ-
ણિક પદાર્થ ભોગવવાં તથા વાજીંત્ર વગાડીને ગાવણું શિખવું તથા ગાવું તથા
ગવરાવીને સાંભળવું તથા ભારે ભારે કાવ્યો બાંધવી તથા ભારે રાગવાળા
શ્લોક બાંધવા તથા સૂક્ષ્મ વસ્ત્ર રાખવાં તથા છોકરાની સોબત ગમે તથા
બરોબરીઆની સોબત ગમે તથા રજોગુણી મનુષ્ય સાથે હેત કરવું તથા
રજોગુણ મનુષ્યમાં માગ કરીને તે સાથે હેત કરવું ઇત્યાદિક જે જે ક્રિયા
કહી તેતે ક્રિયાનું મુખ્યપણું હોય ને ભગવાનનું ગૌણપણું હોય એવી રી-

તનાં લક્ષણ જેને વિષે જણાય ત્યારે એમ જાણવું જે આ તો દેવલોકનો મુક્ત છે. ને વૈકુંઠના મુક્તને એમ ઓળખવો જે વૈકુંઠના મુક્તને કેવળ ધર્મ પાળવો, તે ઉપર તેની દૃષ્ટિ હોય અને જો એ ધર્મને ભગવાન એમ કહે જે તમે એ ધર્મને મોળો પાડીને આ અમે કહીએ છીએ એમ વર્તો ત્યારે જો પોતાના અંગમાં મળતું આવે એવું વચન હોય તો માને અને જો ધર્મવિરૂદ્ધ વચન હોય તો તે વચનનો ત્યાગ કરે પણ ધર્મને મોળો પાડીને ભગવાનનું વચન મનાય નહીં, એવી રીતનાં લક્ષણ જેને વિષે જણાય ત્યારે એમ જાણવું જે આ વૈકુંઠનો મુક્ત છે અને ગોલોકના મુક્તને એમ ઓળખવો જે ગોલોકના મુક્તને એવી જાતની ઇચ્છા હોય જે ભગવાનની ભક્તિ કરવી તથા ભગવાનને થાળ ધરવા તથા ભગવાનને અર્થે ભારે ભારે વસ્ત્ર તથા ઘરેણાં તથા ભગવાનનાં મંદિર કરાવવાં તથા ભગવાનને અર્થે ભારે ભારે બાગ બગીચા કરાવવા તથા ફરીને ગાવું ઇત્યાદિક ક્રિયાયે કરીને ભગવાનની ભક્તિ કરે ને જો તેનું ભગવાન ખંડન કરીને એમ કહેજે તમારે હવે એ ક્રિયા ન કરવી ને આ અમે કહીએ છીએ એમ કરો ત્યારે તે ભગવાન વચન કહે તે પણ મનાય નહીં, તે ભગવાનના વચનનો ત્યાગ કરે પણ પોતાના અંગને ઘસારો ન લગાડે. એવાં લક્ષણ જેને વિષે જણાય ત્યારે એમ જાણવું જે આ ગોલોકનો મુક્ત છે અને બદ્રિકાશ્રમના મુક્તને એમ ઓળખવો જે તેને કેવળ તપ કરવું તેને વિષે રૂચિ કરવી પણ જો તમને ઘસારો લાગે એવી કોઇક ક્રિયા હોય ને જો તે તપને મોળું પાડીને પંડે ભગવાન કહે જે આ પ્રવૃત્તિની ક્રિયા કરો ત્યારે ભગવાનનું વચન પણ જો પોતાના અંગમાં મળતું આવે એવું હોય તો માને. ને જો પોતાના અંગને ઘસારો આવે તો પોતાનું તપનું અંગ હોય તે રાખે પણ ભગવાનનું વચન મનાય નહીં. એવી રીતનાં લક્ષણ જેને વિષે જણાય ત્યારે એમ જાણવું જે આ મુક્ત તો બદ્રિકાશ્રમનો છે અને શ્વેતદ્વિપના મુક્તને દેહ, ઇન્દ્રિયું તથા અંતઃકરણ તે થકી પ્રતિલોમપણે વર્તવું તથા મનમાં કોઇ વિષયનો ઘાટ તથા સંકલ્પ તથા કોઇક માયિક પદાર્થનો મનમાં ઘાટ થાય ઇત્યાદિકનો મનમાં સંકલ્પ ન થવા દેવો તથા મનમાં સંકલ્પ થાય છે તે સંકલ્પને જીતવા સારૂ નિરંતર જાગુપણામાં વૃત્તિ રાખે. ને જો તે પોતાના અંગને મુકાવીને ભગવાન કહે જે આ પ્રવૃત્તિની ક્રિયા કરો ત્યારે તેમાં પોતાના અંગમાં મળતું આવે એવું વચન હોય તો માને ને જો પોતાના અંગને ઘસારો આવતો હોય તો તે વચનને મુકે પણ પોતાના અંગને મોળું ન પાડે. એ

રીતનાં લક્ષણ જેને વિષે જણાય તેને જાણવો જે આ મુક્ત તો છે પણ શ્વેતદ્વિપનો છે. હવે અક્ષરના મુક્તને એમ ઓળખવો જે સાધારણપણે પોતાને વિષે અતિદૃઢ ધર્મ હોય તથા ભગવાનનું માહાત્મ્યે સહિત અતિ પરિપક્વ જ્ઞાન હોય તથા અતિ દૃઢ વૈરાગ્ય હોય તથા ભગવાનના માહાત્મ્ય સહિત એકાંતિક ભક્તિ પોતે કરતો હોય ને જો તેને પ્રકટ ભગવાન એમ આજ્ઞા કરે જે તમે ધર્મ તથા વૈરાગ્ય તથા ભક્તિ ઇત્યાદિક જે સાધન તેને મોળો પાડીને આ અમે કહીએ છીએ એમ કરો ત્યારે જેમ ભગવાન આજ્ઞા કરે એમજ વર્તે તે વળી એમ કહે જે હે મહારાજ! જેમ તમે કહોછો તેમ હું કરીશ; એમ કહીને તે ભગવાનના વચનને ઉત્સાહે સહિત પાળે પણ તેમાં લેશ માત્ર પણ સંશય ન કરે અને જ્યારે ભગવાનનું પરોક્ષપણું હોય ત્યારે તો જેમ ભગવાને આજ્ઞા કરી હોય તથા ભગવાને મરજાદા બાંધી હોય તે ધર્મમર્યાદા પ્રમાણે પોતે વર્તે પણ તેને મુકીને લગારેય પણ આડો અવળો ચાલે નહીં ને તે નિત્ય નિયમ પ્રમાણેજ વર્તે. આવાં લક્ષણવાળાને અક્ષરનો મુક્ત સમજવો. ૭ આ સાત પ્રકારના મુક્તનાં લક્ષણ કહ્યાં તેમ પ્રકટ ભગવાનના મળેલા જે સાધુ તેમાં એ સાત પ્રકારના સાધુ હોય તે માટે જે મુમુક્ષુ હોય તેણે આ વાતને વિચારીને હેત કરવું અને પૂર્વે કહ્યા જે ૭ પ્રકારના મુક્ત તેમાંથી જો કોઇકની હારે હેત થાય તો જેમ પોતે સંસારરૂપી સમુદ્રમાં તરે છે તેમજ પોતા સાથે જોડાણો તેને પણ સંસાર વિષે તારે છે પણ પૃથ્વીને દૃષ્ટાંતે જે ભગવાનની મૂર્તિ તેને વિષે ચોંટવા દે નહીં. ને જે અક્ષરના મુક્ત સાથે હેત કર્યું હોય તે તો કેમ ભગવાનમાં ચોંટાડે તો જેમ હજારમણનો પાણો હોય તે ભેલો મણનો પાણો બાંધ્યો હોય તે તત્કાળ પૃથ્વીમાં ચોંટાડે તેમ અક્ષરના મુક્ત સાથે જે જોડાણો હોય તો સુજે એવું આવર્ણ હોય તેને તોડીને ભગવાનની મૂર્તિમાં જોડે છે ને પૂર્વે કહ્યા જે ૭ પ્રકારના મુક્ત તેની સાથે જોડાણો હોય તે તો કવી રીતે સંસારમાં તારે ? જેમ હજારમણનું લાકડું હોય તે ભેલો મણનો પાણો બાંધ્યો હોય ને તે પાણાને ઘણોય બુડવાનો સ્વભાવ છે . . ય તે લાકડું પાણાને તારે છે તેમ તે પણ સંસારરૂપી સમુદ્રને વિષે તારે છે પણ ભગવાનની મૂર્તિને વિષે ચોટવા દીએ નહીં તે માટે મુમુક્ષુને આ વાતને વિચારીને હેત કરવું. ૩૬ અને દેહમાંથી હેત તોડીને જીવમાં હેત કરવું તથા દેહના સંબંધીમાંથી હેત તોડીને ભગવાનના જે એકાંતિક સાધુ તેમાં હેત કરવું તથા આ લોકમાંથી પ્રીતિ તોડીને ભગવાનના ધા-

ર્મમાં પ્રીતિ કરવી તથા માયિક પદાર્થમાંથી પ્રીતિ તથા માયામાંથી થયાં જે યત્કિંચિત્ કાંઇ પદાર્થ તે સર્વને વિષેથી પ્રીતિ તોડીને ભગવાનની મુર્તિમાં હેત કરવું આ ચાર વાતને વિચારીને નિત્યપ્રત્યે કરે તો તે તત્કાળ વિષય થકી મુકાય ને તત્કાળ મુક્ત થાય અને આ વાત નિત્ય પ્રત્યે ભગવાનના ભક્તને કરવાની છે. ૩૭ અને મુક્તની તારતમ્યતાના ભેદ કહ્યા છે જે અનંત કોટી વૈરાટ પુરૂષનું તેજ ભેળું કરીએ ત્યારે મહાવિષ્ણુના એક રોમના કોટિમા ભાગમાં લીન થાય છે અને એવા અનંત કોટિ મહાપુરૂષનું તેજ ભેળું કરીએ ત્યારે અક્ષરના જે સાધારણ મુક્ત છે તેના એક રોમના કોટિમા ભાગમાં લીન થઇ જાય છે અને એવા અનંત કોટિ મુક્તનું તેજ ભેળું કરિયે ત્યારે અક્ષરને વિષે રહ્યા જે મધ્યમ નિવિકલ્પ નિશ્ચયવાળા મુક્ત તેના એક રોમના કોટિમા ભાગમાં લીન થઇ જાય છે અને એવા અનંતકોટિ મુક્તનું તેજ ભેળું કરિએ ત્યારે અક્ષરના જે મહામુક્ત છે તેના એક રોમના કોટિમા ભાગમાં લીન થઇ જાય છે અને એ સર્વે અક્ષરના મુક્ત છે તે સર્વેનું તેજ ભેળું કરીએ ત્યારે પુરૂષોત્તમ નારાયણના એક રોમના કોટિમા ભાગમાં લીન થઇ જાય છે. તે પુરૂષોત્તમ નારાયણ તે ભક્તિધર્મના પુત્ર શ્રી હરિકૃષ્ણજી મહારાજ આ પ્રગટ પ્રમાણ છે એમ જાણવું. ૩૮ અને એ શ્રીજી મહારાજની નજરમાં આવે તો અનંતકોટિ મુક્ત તથા અક્ષરના એ સર્વેની સેવાને અંગિકાર કરતા થકા વિરાજમાન રહે અને એ શ્રીજી મહારાજની નજરમાં આવે તો એ અક્ષરને પોતાને વિષે લીન કરીને અનંતકોટિ મુક્ત ને ઐશ્વર્યે કરીને ધારીને તે મુક્તની સેવાને અંગીકાર કરતા થકા વિરાજમાન રહે છે અને તે શ્રીજી મહારાજની નજરમાં આવે તો મુક્તે સહિત અક્ષરને પણ પોતાને વિષે લીન કરીને પોતે એકલાજ સ્વરાટ્ થકા વિરાજમાન રહે છે અને જો એ શ્રીજી મહારાજની નજરમાં આવે તો એ અક્ષર સહિત મુક્તનિ સેવાને અંગિકાર કરતા થકા તેમને આનંદ ઉપજાવતા થકા તેમનિ ભક્તિને અંગિકાર કરે છે આવી રીતે શ્રીજી મહારાજના સ્વરૂપનો દઢ નિશ્ચય કરવો. ૩૯ અને શાસ્ત્રમાં મહાપુરૂષાદિકના અવતાર થયા હોય તેને પણ અક્ષર પુરૂષોત્તમ કહ્યા હોય તે કેમ સમજવું એ વાત સમજાતિ નથી તે કહો ત્યારે સ્વામીએ કહ્યું જે એ વાત યથાર્થ સમજાય એમ કહીએ છીએ તેને સાંભળો. જ્યારે અક્ષરનો અવતાર પૃથ્વી ઉપર થયો હોય ત્યારે અક્ષરને પુરૂષોત્તમ કહ્યા હોય ત્યારે અક્ષરને મહાપુરૂષ સમઝવા તે જેમ જેમ ઉતરતાને અક્ષર સમઝવા ને તેથી પર પુરૂષોત્તમ સમઝવા. તે ઇંદ્રને

અક્ષર ને બ્રહ્માને પુરૂષોત્તમ, ને બ્રહ્માને અક્ષર અને વૈરાટને પુરૂષોત્તમ; તે વૈરાટ અક્ષર ને પ્રધાન પુરૂષ પુરૂષોત્તમ; ને પ્રધાન પુરૂષ અક્ષર ને તેથી પર મહાપુરૂષ પુરૂષોત્તમ, ને મહાપુરૂષ અક્ષર ને અક્ષર તે પુરૂષોત્તમ; ને તેથી અક્ષરાતીત પુરૂષોત્તમ જે છે તેજ આ શ્રીજી મહારાજ આપણને દયા કરીને મળ્યા એમ અક્ષરને પુરૂષોત્તમને જ્યારે જેનું પ્રકરણ હોય ત્યાં તેને કહ્યા હોય તે વાતને સમજ્યા વિના મતિ ભમી જાય છે અને પૃથ્વી ઉપર ઈન્દ્રનો અવતાર થયો હોય ને તેને પુરૂષોત્તમ કહ્યા હોય પણ પોતાનું ઐશ્વર્ય હોય તેટલુંજ દેખાડે પણ તેથી અધિક ન દેખાડાય. તે ઈંદ્રથી લઈને બ્રહ્મા વૈરાટ, પ્રધાન પુરૂષ, પ્રકૃતિ પુરૂષ ને અક્ષર પર્યંત સર્વે તે પોતપોતાનું સામર્થ્ય, લોક, ભોગ, ઐશ્વર્ય તે પંડે દેખાડે તથા પોતાના સંબંધીને પામ્યું જે પદાર્થ તેનાં દર્શન, તથા સ્પર્શથી ભકતને દેખાડે આવે ત્યારે પુરૂષોત્તમ સર્વે અવતારના અવતારી એજ છે એમ જાણવું આ વાત પંડે પુરૂષોત્તમ થકી તથા તેના એકાંતિક સાધુ થકી સમજાય છે ને તે વિના શાસ્ત્ર ભણે તથા સાંભળે પણ ન સમજાય. ૪૦ અને ઇંદ્ર થકી મહાપુરૂષ પર્યંત અવતાર થાય છે તેના ભકતના ભેદ કહીએ છીએ. જેમ ઇન્દ્રનો અવતાર પૃથ્વીને વિષે થયો હોય તે ઇન્દ્રને પુરૂષોત્તમ જાણીને જો ઉપાસના કરી હોય તો એ બહુ મોટો થાય તો દેવતા જેવો થાય અને બ્રહ્માનો અવતાર થયો હોય ને તેની જો પુરૂષોત્તમ જાણીને ઉપાસના કરી હોય તોપણ ઇન્દ્ર જેવો થાય અને વૈરાટનો અવતાર થયો હોય અને તેને પુરૂષોત્તમ જાણીને ઉપાસના કરી હોય તો બ્રહ્મા જેવો થાય અને મહાવિષ્ણુનો અવતાર થયો હોય અને તેની જો પુરૂષોત્તમ જાણીને ઉપાસના કરી હોય તો વૈરાટ જેવો થાય અને મહાપુરૂષનો અવતાર થયો હોય તેને પુરૂષોત્તમ જાણીને ઉપાસના કરી હોય તો મહાવિષ્ણુ જેવો થાય અને પુરૂષોત્તમ પંડે પધાર્યા હોય ત્યારે તે પુરૂષોત્તમનો આશરો માત્ર કર્યો હોય ને તેને વિષયને વિષે રાગ હોય તોપણ તે મરે ત્યારે મહાપુરૂષ જેવો તો થાય અને એ પુરૂષોત્તમના ખરેખરા ભકત હોય તે દેહનો ત્યાગ કરીને અર્ચિમાર્ગે અક્ષરધામને પામે છે અને અક્ષરના સાધર્મ્યપણાને પામે છે અને અખંડ ભગવાનની સેવામાં રહે છે. ૪૧ તે પુરૂષોત્તમ કેમ ઓળખવા ? તો મહાપુરૂષાદિક અવતાર ધરીને આવ્યા હોય ત્યારે પોતાનું ઐશ્વર્ય હોય તેટલુંજ દેખાડે પણ અધિક ન દેખાડે ? ને પુરૂષોત્તમ પધાર્યા હોય ત્યારે તો અક્ષર ધામ તથા અનંતકોટિ બીજાં ધામ તથા અનંત જે પોતાનાં ઐશ્વર્ય છે તે સર્વેને તથા સત્સંગી તથા કુસંગી તથા

જેને જેને પોતાની મૂર્તિનો સંબંધ થયો હોય તે સર્વેને દેખાડે છે પણ પાત્ર કુપાત્રને ગણે નહીં. ૪૨ હવે એ જે પુરૂષોત્તમનો ભકત તેને ભજવાની રીત કહીએ છીએ. જે ભકત ભગવાનને ભજે પણ ઐશ્વર્યને પામવાની ઇચ્છા હોય અને બીજાને એમ જે આત્માને જોઇને પછી તે આત્માને વિષે ભગવાનની મૂર્તિને જોયાની ઇચ્છા હોય અને ત્રીજાને એમ વર્તે જે ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં આત્મા દેખાય તો ભલે પણ કેવળ આત્માને જોવા ઇચ્છે નહીં. તેમ જેને ઐશ્વર્યની ઇચ્છા હોય તે તો મહાપુરૂષાદિકના ઐશ્વર્યમાં જોડાઇ જાય અને જેને આત્માને જોવાની ઇચ્છા હોય તેને તો અક્ષર લીન કરી નાંખે અને ભગવન્નિષ્ઠને તો અક્ષર લીન કરે તોપણ અક્ષરનો લીન કર્યો લીન થાય નહીં, તેતો ભગવાનની સેવામાં રહે છે. ૪૩ અને ગોલોકમાં જે ભગવાનની સેવા કરે છે તેમાં કોઇક મુકત તો ઢોળીયો તથા તળાઇ તથા તકીઓ તથા ચમર, ઝારી, વીંઝણો, ચાખડીયું તથા ઘોડો તથા પલાણ તથા છત્ર તે તે પદાર્થરૂપે તથા તે તે સેવકરૂપે મુકત થાય છે અને ભગવાન્ જ્યારે ચાલે છે ત્યારે મુકત છે તે આગળથી રસ્તાને બેય કોરે વૃક્ષ થઇને પુષ્પ તથા ફલે સહિત ભગવાનની ઉપર છાયો કરે છે ને જ્યારે ભગવાન આગળ ચાલ્યા જાય ત્યારે પાછા ત્યાંથી ઉઠીને આગળ છાંયો કરે છે. ૪૪ હવે અક્ષરના સુખનું તારતમ્યપણું કહીએ છીએ તે ચાર પ્રકારના મુક્ત છે તેમાં એક તો ભગવાનનાં દર્શન કરે, ને બીજા મુક્તનાં પણ દર્શન કરે અને બીજા જે મુક્ત છે તે ભગવાનને મેષોન્મેષ જોઇ રહે પણ સન્મુખ બેઠા જે મુકત તેને પણ દેખે તેમાં પ્રથમ કહયોં તેથી બીજાને અનંતઘણું સુખ આવે છે અને ત્રીજા જે મુકત છે તેનો કેવળ ભગવાનને જ દેખે પણ બીજા કોઇને ન દેખે પણ પોતાના દેહની સ્મૃતિ રહે છે અને તેને ભગવાનનું સુખ બીજા મુક્તના કરતાં કોટી ગણું આવે. ચોથા જે અતિ ઉત્કૃષ્ઠ સ્થિતિ વાળા મુક્ત છે તેતો કેવળ ભગવાનની મૂર્તિ વિના કોઇ મુક્તની કે પોતાના દેહની સ્મૃતિ ન રહે ને તેને ભગવાનનું સુખ કેવું આવે તો જેમ ભગવાનને પોતાની મૂર્તિનું પોતાને સુખ આવે છે તેવું સુખ એ ભગવાનનું એને આવે છે માટે તેના સુખનું વર્ણન કેમ કરાય ?

અને એ અક્ષરધામમાં સ્ત્રીપુરૂષ એવો ભેદ નથી, કેમ જે સ્ત્રીના દેહમાં જે યોનિ આદિક ચિન્હે રહિત સ્ત્રીનો દેહ છે અને પુરૂષના દેહમાં જે શિશ્નુ આદિક ચિન્હે રહિત અક્ષરમાં પુરૂષનો દેહ છે અને એ અક્ષરધામને વિષે યોનિ, શિશ્નુ ને ગુદા એ ત્રણે રહિત મુકતનો દેહ છે. એ અક્ષરધામને વિષે તો એક પુરૂષોત્તમની મૂરતિ સાથેજ રમણ છે અને એક પુરૂષોત્તમનાં એ ચરણની ઉપાસના છે અને બીજા ધામમાં તો ચાર ચર્ણાવિંદની ઉપાસના છે. તે માટે પુરૂષ પણ મુકત છે અને સ્ત્રીની ઇચ્છા હોય તોય તે અક્ષરધામને વિષે સ્વપ્નમાં પણ ન દેખે તો બીજો તો કયાંથી પામે ! તે માટે આપણે પણ જો સ્ત્રી તથા ધનની વાસના રહી હોય તો અક્ષર ધામને ન પમાય. તે માટે સ્ત્રી ને ધન એ બેનો રાગ દેહથકી પર ઇંદ્રિયો ને ઇંદ્રિયો થકીપર મન, મન થકી પર બુદ્ધિ ને બુદ્ધિ થકી પર જે કારણ શરીર તે શરીરે સહિત જે જીવ છે તે જીવમાં સ્ત્રી ધનનો રાગ છે તેને વારંવાર ધર્મ જ્ઞાન ને વૈરાગ્ય તેના ડક લગાડીને તે સ્ત્રી ધનના મુળ ઉખાડી નાંખવાં અને વારંવાર દેહ, ઇંદ્રિયો અંતઃકરણ તેનો નિષેધ કરીને આત્મસત્તારૂપ થઇને જીવમાં ભગવાનની મૂર્તિને ધારે તો ધીરે ધીરે સ્ત્રી ધનનો રાગ ટળે છે. ને તે રાગને જ્યારે ટાળે છે ત્યારે અક્ષરધામમાં રેવાય છે અને તેનાં મુળ ઉખડીને સત્તારૂપ થયો હોય તો પણ ગાફલપણ ન રાખે તથા ઉતરતાનો સંગ તથા પંચ વિષય તે થકી વિશમ દેશકાળ. સૂક્ષ્મવસ્ત્ર તથા છોકરાં સંઘાથે ભાઇબંધાઇ તેમનાથી તો હરણની પેઠે બ્હીતો રહે અને સંગ તો પોતાથી ઉત્કૃષ્ઠ હોય તેમનો કરવો. આ વાત જેવા તેવા આગળ તો ન કહેવી ૪૭ અને વળી આ જે ચાર મુકત, મુમુક્ષુ, વિષયી ને પામર તેનાં લક્ષણ જાણવાં તેમાં પામરનું એ લક્ષણ છે જે પામર વિષયને મુઢપણે ભોગવે પણ સાર અસારને ન જાણે તથા ધર્મ અધર્મને ન જાણે તથા પાપ પુન્યને ન જાણે તથા સત્ય અસત્યને ન જાણે તથા ન્યાય અન્યાયને ન જાણે તથા આમ કરીશ તો મારૂં સારૂ થશે અને આમ કરીશ તો નહીં થાય ઇત્યાદિક કાંઇ જાતનો વિવેક ન હોય ને કેવળ વિષય ભોગવ્યાને વિષેજ આસકત હોય એવી રીતનાં લક્ષણ જેને વિષે જણાય ત્યારે જાણવું જે આ પામર છે અને વિષયીને એમ જાણવો જે શાસ્ત્રમાં જેવી રીતે વિષય ભોગવવાનું કહ્યું છે તેવી રીતે લોકમાં વિહિત એવા પંચ વિષયને ભોગવે ને વળી એમ જાણે જે આમ શાસ્ત્ર પ્રમાણે વર્તશું તો પરલોકને સ્ત્રીયાદિક પંચવિષયને પામીશું એવી

જવાય ને વિમુખ થઇ જવાય એવું વચન ન માનવું એટલે પોતાને જાણ્યે પોતેજ વિચાર કરવો પણ તેમાં મોટેરાનો વિશ્વાસ ન રાખવો કેમકે મોટેરા તો પોતાનાં કામ કરાવવાના સ્વાર્થવાળા હોય પણ આ જીવતો આવો છે તે આનો સમાગમ થાય તો વધે ને આનો સંગ થાય તો ઘટે એ રીતે સર્વે પ્રકારે જીવનું પરલોકમાં હિત થાય એમ કરતાં આવડે એવો મોટેરો હોય કે ન હોય માટે આટલો તો વિચાર જરૂર કરવો ૬૬ અને શ્રીજી મહારાજના વચન પ્રમાણે જે જે સંતને પોતા આત્માનું હિત કરતાં આવડે ને તે વચન પ્રમાણે રહીને મહારાજની પ્રસન્નતા કરવી તેનો ખટકો હોય ને તે પ્રમાણેજ વરતે તો ને સર્વે પ્રકારે બુદ્ધિ પહોચતી હોયને બીજાના જીવને પણ જાણતો હોય ને તેના જીવનું પરલોક સંબંધી જે હિત તે સર્વે પ્રકારે કરતાં આવડતું હોય એવો જે સંત પોતાને જણાય તેના વચનમા વિશ્વાસ રાખીને તે પ્રમાણે વર્તે તો પણ ઠીક છે એ વીના બીજા માર્ગ પડવાના છે. ૬૭ અને દેશકાળાદિક આઠ છે તેમાં સર્વે કરતાં સંગનું બળ અધિક છે. કેમકે સત્પુરૂષનો સંગ હોય તો દેશ કાળાદિક સારાજ થાય છે અને અસત્પુરૂષનો સંગ થાય તો દેશાદિક અસત્ થાય છે અને પુરૂષ પણ જો રૂડા સત્પુરૂષનો નિરંતર સંગ કરે તો જ એ સારે સારો જ રહે ને જો દેહાભિમાની એવા અસત્ પુરૂષનો સંગ કરે તો બગડી જાય છે. ત્યારે પ્રશ્ન પુછ્યું જે એ પુરૂષને ક્યાં સુધી સત્સંગ કરવો ? ત્યારે ઉત્તર કહ્યો જે એ પુરૂષનો સત્સંગ કરતે કરતે એવો સ્વભાવ થઇ જાય જે રૂડું ખાવું, રૂડું વસ્ત્ર, રૂડિ પથારી માન, ઇત્યાદિક પંચ વિષય સંબંધી રૂડા પદાર્થનો ભોગ તેમાં સહજ સ્વભાવે અરૂચિનો સ્વભાવ થઈ જાય માટે એ સારા પદાર્થનો જોગ થઈ જાય તોપણ તેનો ભોગ તો ગમે જ નહીં અને જેવા તેવા અન્ન વસ્ત્રાદિકના ભોગ કરીને દેહ નિર્વાહ કરે એવો સ્વભાવ થાય ત્યારે જાણીએ જે એ સત્સંગ કરીને પક્વ થયો અને જ્યાં સુધી એવો નથી થયો ત્યાં સુધી તો એને સત્સંગનો જોગ રહે તો સારો રહે ને સત્સંગ ન રાખે તો પોતે પોતાને જાણે જોયું તો હવે સારો થઇ ગયો માટે મારે પ્રમાદ રાખે તો એનું ઠેકાણું ન રહે અને જો એ પક્વ થયો હોય તો એ જ્યાં જાય ત્યાં એને એવું બળ હોય જે જ્ઞાન વૈરાગ્ય, ત્યાગ, ધર્મ ભક્તિ તે સંબંધી વાર્તા કરીને કેટલાક પુરૂષનો પોતાના જેવો સ્વભાવ કરે પણ કોઇ વિષયને ચાલે ચઢી જાય નહિ ૬૮ અને એકવાર પોતાના જીવને શુદ્ધ કરીને પછી ભક્તિ કરવી બીજાને

સત્સંગ કરાવવો, સત્સંગનો મમત્વ રાખવો ઇત્યાદિ જે જે કરવું તે તે પછી કરવું તે શુદ્ધ કેમ કરવો તો સ્રીને ધન એ એમાં જીવ કોઇ રીતે ભળે નહિ તેવો દ્રઢ વિચાર કરવો તથા આત્મનિષ્ઠા, વૈરાગ્યની રીત સારી પેઠે જાણવી તથા ભગવાનના સ્વરૂપને યથાર્થ જાણવું ને તેનું માહાત્મ્ય જાણીને ભક્તિ કરવાની રીત જાણવી એટલામાં જીવ શુદ્ધ કરવો અને એમ જીવ શુદ્ધ ન કરે ને કદાચ જો સ્ત્રીયાદિકમાં આસક્ત થઇ જાય તો તે ભક્તિ ભગવાનને ગમે નહીં. જેમ અપવિત્ર થકો ભગવાનને અર્થે થાલ લઇ આવે તો તે હરિને ગમે નહીં તેમ આ ભક્તિ પણ ગમે નહીં.

માટે એકલી ભક્તિમાં કાંઇક કહેવત છે તે જીવને શુદ્ધ કરીને થોડીક ભક્તિ કરી હોય તો જેટલી કરી હોય તેટલી જાય નહીં. ૬૯ અને પોતામાં કોઇ દોષ હોય તે જો પોતામાં ને પોતામાં રાખે છે તો તે મોટેરા ઉપર હરિનો બહુ રાજીપો થાય નહીં અને એ દોષ બીજામાં પ્રવર્તાવે તો તેથી ઘણા જીવનું ભુડું થાય તેનું પાપ એને લાગે ને તે દોષનું ફળ તે એ મરીને મુક્ત થાય તોપણ એ બહુ ભુંડાને કરે ૭૦ હરિભક્તને આ ત્રણ વાતો અતિશે સિદ્ધ કરવી તે કઇ તો એક તો ભગવાનના સ્વરૂપનુ યથાર્થ માહાત્મ્ય જ્ઞાનપૂર્વક જાણીને તે હરિમાં ને તે હરિના ખરેખરા ભક્તમાં હેત કરવું અથવા તે હરિને હરિના ભક્તાને ભેળો રહે લીધે દીધે અણાવ સહેજે હેત કરવું. ૭૧ બીજું પોતાના જીવને શોધવો, કહેતાં કામ લોભ, માન, ક્રોધ,દંભ, ઈર્ષ્યા, મત્સર, સ્નેહાદિક જે આસુરી સંપતિ રૂપ અધર્મનો સર્ગ તેણે કરીને તથા કોઇક માયિક ભાવે કરીને જીવ પરાભવ ન પામે ને દોષે રહિત થકો કેવળ સત્તાપણે થયો થકો બ્રહ્મરૂપ થઇને ભગવાનની શોધમાં રહે ને એવો બ્રહ્મરૂપ થાય ત્યારે હરિને વશ્ય થાય માટે આ તો અવશ્ય પણે નિરંતર અનુસંધાન રાખીને તે સત્શાસ્ત્રથી જ્ઞાન, વૈરાગ્યનો વિચાર પામીને તથા સત્સંગ કરીને એ વાત દઢ કરવી. ૭૨ અને ત્રીજી કોઇ ઉપર દયા કરીને તેના જીવનું પરલોક સંબંધી હિત કરવું ને તેનો જીવ અન્ય વાસનાએ રહિત થઇને ભગવાનને પામે ને એવી દયા કરે તો એની ઉપર ભગવાનની પ્રસન્નતા થાય, કેમ જે પોતાના ધામથી શ્રી હરિ અહીં આવે છે તે જીવની ઉપર દયાએ કરીને તેમનાં કલ્યાણ કરવાને કાજે આવે છે તે કાજે તે ભગવાનના સંકલ્પ ભેળી એની એ ક્રિયા ભળી માટે ભગવાન પ્રસન્ન થાય તથા હરિમંદિર પોતે કરાવ્યાં છે તે બીજા જીવને દયા કરીને તેના કલ્યાણને અર્થે કરાવ્યાં

વેગ હોય ત્યારે આત્મા અનાત્માના વિવેકનો જ વિચાર કરવો તમા ભગવનના માહાત્મ્ય સંબંધી વિચાર કરવો. ૫૩ મનમાં જ્યારે ઉદાસીપણું હોય ત્યારે ચાર પ્રકારના પ્રલયનો વિચાર કરવો અને વૈરાગ્ય સંબંધી સંકલ્પ કરીને પદાર્થની તુચ્છતા જાણવી. ૫૪ મનમાં આનંદ વર્તતો હોય ત્યારે ઉપશમ કરીને ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરવું અને રાગ વર્તે ત્યારે ભગવાનનાં કીર્તન કરવાં ૫૫ ઇન્દ્રિયોની ક્રિયામાં જ્યારે મન વર્તે ત્યારે ત્યારે ભગવાનની સેવા ચાકરી એ પ્રમાણે પાંચ સમયમાં એ પાંચ વાનાં કરે તો તત્કાલ સિદ્ધ થાય ૫૬ અને એક વેગ રાખ્યાથી સર્વે વેગ રહે એવો વેગ કયો છે ? તો ભગવાનના માહાત્મ્ય જ્ઞાને સહિત જે ભગવાનને વિષે પ્રીતિ તેનો વેગ નિરંતર રાખવો અને તેનો નિરોધ કરનારા જે બીજા સંકલ્પ તેને ટાળવા માટે વૈરાગ્ય, ધર્મ, આત્મજ્ઞાન, આદિનો વિચાર કરવો તે વડે આગલા વેગને પુષ્ટ કરવો ૫૭ અને ભગવત્ જ્ઞાન સંબંધી શાસ્ત્રો કરીને હરિના માહાત્મ્યની વૃદ્ધિ થાય તે માહાત્મ્ય જ્ઞાને કરીને પ્રીતિની વૃદ્ધિ થાય અને ભગવાનનાં ગુણ, સ્વભાવ, સ્વરૂપ, વિભૂતિ, સુખ, ઐશ્વર્ય તેને જાણીને જે પ્રીતિ થાય છે તે અચળ છે. તે વિના બોલાવવે અને દીધે લીધે જ પ્રીતિ થાય છે તેનો નિરધાર નહીં કારણ કે વિશમ દેશકાળ આવે ત્યારે એ પ્રીતિ ટકે નહીં અને પ્રથમની પ્રીતિ કોઇ પ્રકારે જાય નહીં. ૫૮ અને સત્પુરૂષ અને સત્શાસ્ત્રના વચન વિના પોતાના મનને જાણે જે જીવ કાંઇ કરવાનું ધારે તેને દેહાભિમાન કહેવાય. તેને ટાળવામાં બહુ દુખ થાય છે. ૫૯ ને જો કોઇ જાતનો અયોગ્ય સ્વભાવ હોય અને તેમાંથી તેના જીવનું ભૂંડું થાય તેમ હોય તેને કોઇ ભગવાન કે સાધુ ટોકે ત્યારે તેમાં સવળું ન લેવાય ને અવળું લેવાય ને તેની આંટી બંધાય એવો જે હોય તેના સત્સંગનો નિર્ધાર ન જાણવો. એનો જ્યારે ત્યારે જરૂર વિમુખ થાય. પણ જો કોઇ નભાવનારો હોય અને તેના સ્વભાવ પ્રમાણે વર્તવા દે તો એ માંડમાંડ સત્સંગમાં નભે. અને એવો નભાવનારો ન હોય ત્યારે તો એ જરૂર સત્સંગમાંથી પડી જાય. માટે સ્વભાવ ટાળવા માટે મોટા પુરૂષ જે વચન કહે તેને હિતકારી માનીને તે પ્રમાણે વર્તવું પણ આંટી ન બાંધવી ૬૦ અને ઇંદ્રિયોની વૃત્તિને અંતર સનમુખ રાખે ત્યારે તેની વૃત્તિઓ સૂક્ષ્મભાવને પામીને એમાં યથાર્થ જ્ઞાન થાય અને શાસ્ત્રનો અર્થ પણ યથાર્થ સૂઝે અને વિષયની વાસના ધીરેધીરે ટળતી જાય. માટે જ્ઞાન વૈરાગ્યનો વિચાર રાખીને ઇંદ્રિયોની વૃત્તિને આત્મા સન્મુખ રાખવાનો અભ્યાસ રાખવો તેમાં ભગવાનનું ધ્યાન કરવું. તેમ ન

કરે મે વૃત્તિઓને બહાર જ પ્રસરવાં દે તો તેમાં સ્થુલભાવ આવી જાય ને ગુણ દોષ યથાર્થ સૂઝે નહીં. ૬૧ અને ભગવાનનું માહાત્મ્ય યથાર્થ જાણતો હોય પણ જો વૈરાગ્યનો વિચાર તેને ન આવડે તો એ મહાત્મ્ય તેમાં ટકે નહીં અને વિચાર કરીને સર્વે માયિક પદાર્થનું તુચ્છપણું જાણ્યું હોય તો તેનું મન કોઇ પદાર્થમા અટકે નહીં અને તેમે માહાત્મ્ય જ્ઞાન દઢ થાય માટે ચાર પ્રકારના પ્રલયે કરીને દઢતા કરવી ૬૨ અને ભક્તિ તે હેતને કહીએ અને અનુવૃત્તિ તે ભગવાનના ગમતા પ્રમાણે કરવું તેને કહેવાય અને ગમતા પ્રમાણે થોડું ભજન કરે તોય ભગવાન બહુ માને અને ગમતા પ્રમાણે ન કરે પણ પોતાના મનના ગમતા પ્રમાણે બહુ કરે તો પણ તેને થોડું માને ને ભગવાનના ભક્તમાં ત્રણ ભેદ છે. એક તો નિષ્કામપણે ભગવાનના ગમતા પ્રમાણે કરે; બીજો નિષ્કામપણે કરે પણ પોતાના ગમતા પ્રમાણે ભગવા-નને કરાવે અને ત્રીજો સકામપણે કરીને મન ગમતા પ્રમાણે કરીને એ ભગવાનને સર્વે દેવથી સમર્થ જાણે અને સર્વેથી શ્રેષ્ઠ મોટા ભોગ આપ-વામાં મહા સમર્થ માને માટે એ ભગવાનને ભજે. પછે તે ભોગને ભગ-વાનથી પામે ને ભજ્યા કરે એમ ત્રણ પ્રકારના છે. ૬૩ ધન અને સ્ત્રીનો પ્રસંગ કોઇ રીતે જ કરવો તથા શહેરમાં ન જવું, સત્સંગ મેલીને પરદેશ ન જવું, એકાંતિક સાધુનો સંગ રાખવો તથા એ-મનો વિશ્વાસ રાખવો એવી રીતે શિક્ષા કહી ૬૪ કોઇ હરિભક્તનો અવ-ગુણ લેવો તેમાં પણ વિચાર કરવો જે એનો મને અવગુણ આવે છે તે એની ઉપર મારે ઇર્ષ્યા છે તેથી આવે છે કે એણે મને મારા કોઇક સ્વભાવ ઉપર ટોકયો છે તેથી મને એનો અવગુણ આવે છે, કે એ દોષ એમાં છે તેથી મને એનો અવગુણ આવે છે. જો ઇર્ષ્યાના વેગથી અવગુણ આવતો હોય તો ન લેવો; જો દોષ ખરેખરો હોય તો અવગુણ લેવો પણ આમ વિચાર કર્યા વિના અવગુણ ન લેવો. ૬૫ અને મહારાજ પધાર્યા પછી આટલું કાર્ય અવશ્ય વિચારીને કરવાનું છે કેવી રીતે તો મહારાજ વિરાજતા હતા ત્યારે આપણી વતે કાંઇ અવળી ક્રિયા થઇ જાય ત્યારે મહારાજ કોઈ પ્રકરણ ફેરવે એટલે તે સર્વે મટી જાય ને પાછું સવળે માર્ગે ચલાય તથા મહારાજ પંડે ઠપકો દઇને આપણને સવળે માર્ગે ચલાવે ને હમણાંતો સત્સંગનું કામકાજ આચાર્યની આજ્ઞાએ અથવા મોટા સા-ધુની આજ્ઞાએ કરવું પણ તેમાં પોતાને ધનાદિક વિષયનો સંબંધ થઇ જાય ને વચનનું ઉલ્લંઘન થઇ જાય અંતે કોઈ પદાર્થમાં આસક્ત થઇ

રીતનાં લક્ષણ જણાય ત્યારે જાણવું જે આ વિષયી જીવ છે અને મુમુક્ષુને એમ વર્તે જે આ ધર્મ પાળવો, તથા જ્ઞાન શિખવું તથા વૈરાગ્ય શીખીને સંસારથી મુકાવું તથા પોતાના આત્માને તથા ભગવાનને પામવાનિ મનને વિષે ત્વરા વર્તે તથા આત્માને પામ્યાનાં સાધન કહ્યાં હોય તેને શિખે તથા ભગવાનથી પામ્યાનાં જે સાધન છે તેને શિખીને પછે તે ભગવાનને પામીને પછે ભગવાનને રાજી કરવાની મનમાં તીવ્ર શ્રદ્ધા વર્ત્યા. કરે તથા ભગવાનની એકાંતિક જે માહાત્મ્યે સહિત ભક્તિ તે કર્યાંનાં જે સાધન છે તેને શિખ્યાની તથા તે ભક્તિ કર્યાની મનમાં તીવ્ર શ્રદ્ધા વર્ત્યાં કરે આવી રીતે જે વર્તે તેને જાણીએ જે આ મુમુક્ષુ છે અને જે પુરૂષ પંચવિષયને તથા ઇંદ્રિયાદિકને તથા ત્રણ ગુણ, ત્રણ અવસ્થા તથા ત્રણ દેહ એ સર્વે ક્રિયાને દબાવીને વર્તે છે પણ એ એકને વિષે દબાય નહીં અને એકના પેચ ન માને અને અતિ વિરકત વર્તે તથા દેહનો કુસંગ, સત્સંગમાં કુસંગ તથા બહારનો કુસંગ એ સર્વેને દબાવીને વર્તે પણ તેને કોઇ દબાવી શકે નહીં તથા કોઇની મહોબતમાં લેવાય નહીં તથા કોઈના કળ્યામાં આવે નહી ત્યારે જા[illegible]એ જે આ મુક્ત છે. એ ચાર જાતના પુરૂષોના લક્ષણો મુમુક્ષુએ જાણવા ૪૮ અને બીજા અવતાર કરતાં ઋષભદેવજી બહુ ગમે છે તેનો શો હેતુ છે તો તેઓ વાસુદેવ ભગવાન સાથે એકત્વને પામ્યા હતા તો પણ બીજા ત્યાગીની શિક્ષાને અર્થે સિદ્ધિઓને ગ્રહણ ન કરતા હવા એમ અસંગીપણુ છે. તથા તે જીવ જેવો હોય તેને તેવી રીતે ધીરે રહીને સમજાવવું એવો દયાળુ સ્વભાવ છે, અને કપિલ તથા દત્તાત્રેય તો ત્યાગી છે તથા એમના વિષે અસંગીપણું છે માટે તે એમનાથી ઉતરતા ગમે છે અને એથી કોટીગણું શ્રી કૃષ્ણને વિષે હેત છે તેનું કારણ એ છે જે કૃષ્ણને વિષે જે જેવા ભાવેથી જોડાણો તે સર્વેનો મોક્ષ કર્યો. એ મુજબ મહારાજે પોતાની રૂચિ કહીં તેમાંથી આપણે એમ સમજવું કે શ્રી કૃષ્ણ ભગવાને તો પોતાની મૂર્તિનો જેને સંબંધ થાય તે સ્નેહભાવ તથા દ્વેષભાવથી ઇત્યાદિક પોતાના સંબંધને જે પામ્યા તેમનું કલ્યાણ કર્યું જેમ પારસમણિને લોઢુ અડે ત્યારે સોનું થાય તેમ આ કહ્યો જે અવતાર તેના ઉપજોગમાં આવે ત્યારે તેનું કલ્યાણ થાવ તથા વ્રજવાસીએ એમ કહ્યું છે જે તમે ભગવાન છો માટે અમને તમારૂં ધામ દેખાડો ત્યારે એકવાર પોતાનુ ધામ દેખાડયું. ૪૯ અને મહારાજે તો પોતાનું કીર્તન ગાયું તેનું તથા પોતાનો ગુણ લીધો તેનું

તથા જે જે સંતના ઉપજોગમાં આવ્યા તે સર્વેનું મહારાજે કલ્યાણ કરયું તો પોતાના સંબંધને પામ્યા તેના મોક્ષમાં શું કહેવું ? તથા સોટિ તથા લાકડી દ્વારે કરીને સમાધિ થાય તેમાં શી મોટી વાત કહો ? એવી રીતે મહારાજની સામર્થીને જોઇને વિચારીએ તો એ પૂર્વના અવતાર કરતાં લાખ ઘણું હેત મહારાજને વિષે કર્યું જોઇએ તથા લાખું સત્સંગી સર્વેને સમાધિ થઇ ને બ્રહ્મપુરાદિક ધામ દેખાડયાં તેતો જેમ ચિંતામણી હોય તેને વિષે જે ચિંતવે તે મળે. તેમ મહારાજનો જેને સંબંધ થયો તથા સંતનો તથા સતસંગીનો સંબંધ થયો તે સર્વેનુ કલ્યાણ મહારાજે કર્યું. તે એવું સમર્થપણું તો પુરૂષોત્તમ વિના બીજા અવતારમાં ન હોય અને શ્વેત તેજને વિષે ભગવાનની મૂર્તિ છે તે તેજમા ભગવાનની મૂર્તિ જોઇને આનંદ પામવો પણ તે મૂર્તિ વિના અક્ષરનું તેજ દેખાય તો પણ શાંતિ પામવી નહીં. ૫૭ અને તે ભગવાનને વિષે અતિ હેત કરવું અને હેત કરતાં કરતાં કોઇ વિકાર થાય તો તેનો એમ વિચાર કરવો જે મારે ઇંદ્રિયોમાં જે વિકાર થયો તે રાગે કરીને થયો કે સહેજ થયો ? તે સહજ થયો તે કેમ જાણીએ તો પૂર્વે જે જે વિષય ભોગવ્યા હોય તેની સ્મૃતિ થાય પણ ભોગબુદ્ધિ ન થાય ત્યારે એમ જાણવું જે એ વિષય અમથા સ્ફુરી આવ્યા છે પણ મારે એનો રાગ નથી. અને એ વિષયના સંકલ્પ રૂપી સ્મૃતિ થાય છે તે કયારે ટળે તો જ્યારે ભગવાને ગીતામાં જ્ઞાનીને ક્રિયાયોગ કહ્યો છે તે ક્રિયાયોગ કરે ત્યારે ટળે. એ ટાળ્યા વિના તો જ્ઞાનીને પણ વિષયમાં સહજ સ્મૃતિ રૂપ રાગ ન ટળે. અને જેને વિષયમાં ભોગબુદ્ધિ થાય ત્યારે એમ જાણવું જે મારે વિષે રાગ છે. તે રાગ કેમ ટાળવો તો એમ વિચાર કરવો જે સ્ત્રીયાદિક પંચ વિષયને વિષે દોષ રહ્યા છે તે વિચારવા ને તેના દોષને મોટા સંત પાસેથી શિખવા. પછી તેનો અભ્યાસ કરીને શ્રદ્ધા રાખી ટાળવા અને મહારાજે પોતાની રૂચિ કહી તેના ઉપર સ્વામીએ એમ વાત કરી જે ભક્તિસિદ્ધિમાં અધર્મનો સર્ગ જે ઓગણપંચાસ કહ્યા છે તેથી જે સંત રહિત હોય તથા ધર્મનો સર્ગ જે ૫૮ ઓગણસાઠ તે સહિત હોય તથા ભગવાનની ભક્તિથી જુક્ત હોય તેનો સંગ કરવો અને ભગવાનને અર્થે જે કરવું તેને તેને ભક્તિ કહી છે. ૫૧ અને નિરંતર ભગવાનનો સંબંધ રાખે તેમાં જો અંતરાય આવે તો તેનો રોકયો રોકાય નહીં અને ભગવાનનું સમીપ પણું રાખે તેને ઉપાસના કહીએ ૫૨ મનમાં જ્યારે સંકલ્પ વિકલ્પનો

છે એમ દયા ધારીને હરિ પ્રસન્નતાને અર્થે મંદિરનો પક્ષ રાખીને તે સંબંધી કામકાજ કરવું તે કોઈ જીવ ઉપર દયા કરીને કલ્યાણની વાત કરવી પણ તેના ગુણ દોષમાં પોતાના જીવને બાધ પામવા દેવો નહીં. વાત કરીને છેટા રહેવું પણ દયા કરીને તેના ડોલમાં ભેળુ ભળવું નહીં એ ત્રણ વાતો સિદ્ધ કરવી. ૭૩ અને જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ ને મહાત્મ્ય જ્ઞાને યુક્ત ભક્તિ એ ચાર ગુણવાળા જે ઉત્તમ પુરૂષ સાધુ તે એક પ્રકૃતિવાળા જ્યારે એકાંતમાં ભેળા થયા હોય ત્યારે અતિશે શ્રેષ્ઠ જે ભગવદ વાર્તા તથા તેના જે ગુણ દોષ હોય તેને નામે ને વેષે યુક્ત કહી દેખાડીને યથાર્થ વાર્તા થાય કેમકે એકાંતમાં જેમ હોય તેમ યથાર્થ કેહેવાય ને કોઇને અવગુણ આવે તેમ હોય તો તે શ્રેષ્ઠ પ્રકૃતિવાળા જ્યારે સભામાં વાર્તા કરે ત્યારે તે સભામાં તો ઘણી જાતનાં મનુષ્યો હોય તેમાંથી કોઇને અવળી લાગે માટે યથાર્થ વાર્તા ન થાય ૭૪ અને મધ્યમને કનિષ્ઠ પુરૂષ તેતો સભામાં શ્રેષ્ઠ પુરૂષ વાર્તા કરે અને જ્યારે એક પ્રકૃતિવાળા ભેગા થઇને એકાંતમાં બેસે ત્યારે તો તે મધ્યમથી મધ્યમ કનિષ્ઠથી કનિષ્ઠ એવી વાર્તા કરે તે જાણવી. ૭૫ જે ખરેખરા સાધુ હોય અને પોતાથી જેના શ્રેષ્ઠ પ્રકૃતિ હોય તેની પાસે પોતાના શિષ્ય જાય ત્યારે રાજી થાય કેમકે તેને તો તેના જીવનું હિત કરવું હોયને ઉતરતી પ્રકૃતિવાળા પાસે જાય તો તો કુરાજી થાય કેમકે તેનો જીવ બગડી જશે એમ જાણે અને સાફ હોય તેને તો તેના જીવનું ભગવાનમાં હેત કરવાનું હોય ને સ્વાર્થી હોય તેને પોતાની ઉપર તેનું હેત કરાવવાનું હોય માટે સ્વાર્થી સાધુ હોય તેનો ઇંદ્ર બ્રહ્માદિક દેવ જેવો ભગવદ ભક્ત જાણવોને જે સ્વાર્થ રહિત હોય તેને નારદ સનકાદિક શુક દેવ ને જડ ભરતાદિક જેવો સાધુ જાણવો ૭૬ અને શ્રી હરિના ધ્યાન કરતાં પણ જ્ઞાન અધિક છે. તે જ્ઞાન તે ભગવાન જેમ છે તેને યથાર્થ જાણવા ને ભગવાનને અર્થે જે જે કરવાનું છે તેને જાણવું તથા જીવ, ઈશ્વર, પ્રકૃતિ પુરૂષ અક્ષર એમનાં સ્વરૂપને ધર્મ વૈરાગ્યના સ્વરૂપને જાણવું તથા ભગવાનના ભક્ત જેવા હોય જે આને તો સર્વેથી ભગવાનજ અધિક પણે છે અને જે ભગવાનના ગમતા પ્રમાણેજ વરતતા હોય તથા વરતવાનું હો તે પોતાનું મન ગમતું કરવાનો સ્વભાવ ન હોય અને જેને ભગવાનમાં પણ પ્રીત હોય ને કાંઇક પોતાનું મન ગમતું કરવાનું પણ હોય એવો હોય તેને પણ જાણવો ઇતિયાદિક જ્ઞાન કહેવાય. એવા જ્ઞાનમાં સહજે ભગવાનનું ધ્યાન થશે. માટે એ સર્વે વાતને જાણવી તો જરૂર મુખે કરીને કહેવી તેમાં તો દેશકાળનો અનુસાર

